# અધું અંગો

લેખક

યજ્ઞેશ હ. શુક્લ
ઉપતંત્રીઃ " ગુણસુન્દરી "

પ્રકાશક :
" ગુણસુન્દરી " કાર્યાલય,
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪

# સહેજ ખુલાસો

સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ મનાય છે એટલે સ્ત્રીઓનાં પ્રશ્નોની જ મોટે ભાગે ચર્ચા કરતી આ નવલિકાઓને એ નામ આપવાનું ઉચિત ધાર્યું છે. સમાજમાં પુરુષોના જેટલી જ, બલકે કેટલીક બાબતોમાં પુરુષો કરતાંય વધારે ઉપયોગિતા ધરાવતી સ્ત્રી-જાતિ પ્રત્યે જે અનેક પ્રકારના અન્યાયો થઇ રહ્યા છે તેમાંના કેટલાકોને આ નવલિકાઓમાં આછાં રૂપે આલેખવાનો મેં પ્રયત્ન કર્યો છે. નવલિકા લખવાની કલામાં પ્રવીણ હોવાનો મારો દાવો નથી. એ દિશામાં આ એક અલ્પ પ્રયાસ છે.

આમાંની બે નવલિકાઓ, ' કાકી સમજ્યાં ' અને ' પતિ-પત્ની 'માં અંગ્રેજી નવલિકાઓની છાયા છે. બાકીની ઉપર જાણ્યે અજાણ્યે સ્વ કે પર ભાષાની કૃતિઓની છાયા આવી ગઇ હોય તો તે સંભવિત છે.

' ગુણસુન્દરી 'ના ગ્રાહકવર્ગને આ મારી બીજી ભેટ અપાય છે તે માટે ' ગુણસુન્દરી ' કાર્યાલયનો ઋણસ્વીકાર કરું છું. આશા છે કે ' ગુણ[illegible] 'ના ગ્રાહકવર્ગને આ વાર્તાઓ રૂચશે.

વેલણ
મુંાત્ર નિ
ા. ૧૯ને હીં
ાટ સંવ
નાલ

યજ્ઞેશ હ. શુક્લ
( ' પીયૂષ ' )

# અનુક્રમણિકા.

# વિમાતા

"નિરૂ...ઓ નિ...રૂ... ક્યાં મરી ગઇ ?" રસોડામાંથી સુશીલાનો કર્કશ અવાજ આવ્યો. તેનો પડઘો હજી સમ્યો નહિ ત્યાં તો "આવી બા" કહીને નવ વર્ષની નિર્મળાએ પ્રવેશ કર્યો.

રસોડાના ઓરડાનાં બારણાં આગળ આવીને નિર્મળા ઉભી રહેતાંજ સુશીલાએ પાછી રાડ પાડીઃ

"ક્યાં ગઇ હતી ? પેલો તારો સગલો રડે છે, તેનું ભાન નથી ?" બાજુના ખંડમાંથી ઘોડિયામાં સૂતેલા બાળકનો રડવાનો અવાજ નિર્મળાને સંભળાયો.

"તમે જ મને મનુકાકીને ત્યાં મરચાં લેવા મોકલી હતી ને ?" નિર્મળાએ જવાબ આપ્યો તેથી સુશીલા ચીડાઇ અને રોટલી વણવા હાથમાં ધરેલું વેલણ નિર્મળા તરફ ફેંક્યું. સદ્‌ભાગ્યે તે છટકી ગયું એટલે માત્ર નિર્મળાના ડાબા હાથને સ્પર્શ કરી નીચે પડયું. નિર્મળા, ભાઇને હીંચકવા પાસેના ખંડમાં ગઇ. જતી વેળા સુશીલાનો બડબડાટ સંભળાયોઃ "સામું બોલતાં શીખી છે !"

પૂછેલા સવાલનો જવાબ આપવો એનો અર્થ 'સામું બોલવું' એવો કરવાની વડિલોને આદત પડી છે !

રડતા ભાઇને હાલરડું ગાઇને નિર્મળાએ સુવાડી દીધો. તે પછી ઉપલા પ્રસંગની યાદ આવતાં તેની આંખમાંથી આંસુનાં બે

ચાર ટીપાં સરી પડયાં. પાછી સ્વસ્થ થઇને તે રસોડા આગળ આવીને ઉભી રહી. તે વેળા, સુશીલા, પાલવવડે આંખ લુંછી રહી હતી.

[ ૨ ]

સુશીલા સુમનલાલની બીજી પત્ની હતી. ચાર વર્ષ ઉપર નિર્મળાને પાંચ વર્ષની મૂકીને, સુમનલાલની પ્રથમ પત્ની મરણ પામી હતી. તે પછી, એક વર્ષે તેમણે સુશીલા સાથે લગ્ન કર્યું હતું. સુશીલાએ પતિના ઘરમાં પ્રવેશ કરતાં જ, એક વર્ષના ગૃહિણી વિનાનાં ઘરને યથાસ્થિત કરી લીધું; એટલું જ નહિ પણ મોસાળ રહેતી નિર્મળાને અત્યંત આગ્રહ કરીને ઘરે બોલાવી લીધી. સુમનલાલની ઇચ્છા નિર્મળાને મોસાળમાં જ રહેવા દેવાની હતી અને નિર્મળાના મોસાળિયાઓ પણ સાવકી માના કબજામાં તેને સોંપવા બહુ આતુર ન હતાં. પરંતુ, સુશીલાના અત્યંત આગ્રહ આગળ સુમનલાલનું કાંઇ પણ ન ચાલ્યું. સુશીલા જાતે જ નિર્મળાને મોસાળ જઇ, તેને તેડી લાવી. સાથે સાથે, નિર્મળાની વૃદ્ધા આજીમાને તેણે ખાત્રી આપી કે, નિર્મળાને તે પોતાની સાવકી પુત્રી ન લેખતાં, પેટની પુત્રી લેખે જ પાળશે.

અને સુશીલાએ એમ કર્યું પણ ખરૂં. નિર્મળાને ઉછેરવા માટે, તેનામાં સંસ્કાર રેડવા માટે, તેણે સતત ધ્યાન આપવા માંડયું. પોતે થોડું ઘણું ભણેલી હતી એટલે, તેને શરૂઆતનું અક્ષરજ્ઞાન આપવાની શરૂઆત પણ સુશીલાએ જ કરી. કોઇને એમ ન લાગે કે સુશીલા સાવકી મા છે, એવું તેનું વર્તન હતું. સુશીલાનાં આવાં વર્તનથી સુમનલાલ ખૂશ થયો અને માતાવિહોણી નિર્મળાને પણ માતાનાં સાચાં વાત્સલ્યનો પરિચય થવા માંડયો. માતૃસ્નેહની કુમાશનો નિર્મળામાં અભાવ રહી જશે એવો સુમનલાલનો ભય દૂર થયો. નિર્મળા સગી માતાને ભૂલવા લાગી.

પણ હમણાં હમણાં પાંચ છ મહિનાથી સુશીલાના સ્વભાવમાં ફેરફાર થતો હોય એમ નિર્મળાને લાગવા માંડ્યું. થોડી થોડી વારે સુશીલા નિરૂ ઉપર ચીઢાતી; વિના કારણે તેને ઠપકો આપવા માંડતી અને કોઇક કોઇકવાર તેને મારતી પણ ખરી. જ્યારે ને ત્યારે ભાઇ ને અંગેની ફરિયાદ માટે તે કારણભૂત થઇ પડતી. પહેલી સુવાવડ કરીને, હાથમાં ગુલાબના ગોટા જેવો પુત્ર લઇને, પાછી પતિગૃહે આવ્યા પછી તેનામાં આ ફેરફાર થએલો જણાતો હતો.

ઘણીવાર નિરૂ વિચાર કરતી: "બા આમ કેમ કરતી હશે ? પહેલાં કોઇ દિવસ મને વઢતી નહિ અને હવે તો જરાજરામાં, ખીજાય છે અને મારે છે પણ ખરી !" બિચારી બાલિકા આનો ઘણો ઘણો વિચાર કરતી પણ તેને એનો કાંઇ જવાબ મળતો નહિ. બહુ મુંઝાતી ત્યારે, કોઇકવાર, એકાંત ઓરડીમાં બેસી થોડાં આંસુ સારતી; અને હવે સગી માતાને સંભારતી.

સુશીલામાં થએલાં આ સ્વભાવપરિવર્તનની ખબર સુમનલાલને પડી ન હતી. નિર્મળાને એમાં કાંઇ ખાસ જણાવવા જેવું લાગતું નહિ. પરિણામે નિરૂ તરફનાં સુશીલાનાં કઠોર વર્તનનો સુમનલાલને ખ્યાલજ આવ્યો નહિ.

ઉપરનો પ્રસંગ બની ગયા પછી તો એવા બીજા ઘણા નજીવા પ્રસંગો બની ગયા હતા કે જેને લીધે નિરૂની સખ્ત ખબર લઇ નાખવામાં આવી હતી. એક દિવસ બાબાને દૂધ પાવાની શીશી, ગરમ પાણીથી ધોવા જતાં ફૂટી ગઇ. ઘરમાં બીજી શીશી હતી નહિ, એટલે, બાબાને દૂધ પિવામાં અડચણ પડી. પરિણામે, સુશીલાએ, નિરૂને સખ્ત ધમકાવી અને રોષમાંને રોષમાં એક સખ્ત લપડાક પણ લગાવી દીધી. લમણાં ઉપર સખ્ત લપડાક લાગી જતાં નિ-

તમ્મર ખાઇને નીચે પટકાઇ પડી. સુશીલાને થયું કે જરા વધારે લાગી ગયું. પણ રડતા બાબાને છાનો રાખવાની ફરજ આગળ તેણે નિરૂને પડતી મૂકી. થોડીવારે ભાન આવતાં નિરૂ ઉઠી અને રડતી રડતી પાણીઆરા આગળ જઇ, મોઢું ધોઇ, મુંગી બેસી રહી.

આમ અર્ધોએક કલાક વીતી ગયા પછી, સુશીલાએ 'નિરૂ' ના નામની બૂમ મારી. પણ તેમાં પહેલાનાં કરતાં કઠોરતા ઓછી થએલી લાગી. કાંઇ પણ જવાબ વાળ્યા વિના નિર્મળા, ધીમે પગલે, જાણે બ્હીતી હોય તેમ સુશીલાની નજીક આવી ઉભી. તેનું મોઢું ઉતરી ગયું હતું. હમણાં જ રડવાથી આંખો લાલ ચોળ થઇ ગઇ હતી. તેનો ચહેરો એકદમ દયામણો થઇ ગયો હતો. એ દયામણો ચહેરો જોતાં સુશીલાના મુખ ઉપરથી ગ્લાનિની એક રેખા ફરી વળી. નિરૂ નવ વર્ષની થઇ તે દરમ્યાન તેનો આવો દયામણો ચહેરો સુશીલાએ આજે પહેલી જ વાર જોયો.

" બાબાને જરા બહાર ફેરવી લાવ તો; " સુશીલાએ નમ્ર સ્વરે આજ્ઞા કરી. કાંઇક ધ્રુજતા હાથે બાબાને લઇને નિરૂ ઝડપથી ઘર બહાર નીકળી ગઇ.

એ દિવસથી નિરૂની વાચા જ જાણે બંધ થઇ ગઇ હોય તેમ તે મુદ્દલ બોલતી નહિ. ન છૂટકે એકાદ શબ્દ બોલવો પડે એટલું જ. બાકી સર્વ કામ તે મૂંગે મોંઢે કરતી. બાબો ગમે તેટલું રડતો હોય, પણ નિરૂ મુંગે મોંઢે તેને હીંચકો નાખ્યા કરતી. નહિ હાલરડું ગાતી કે નહિ કાંઇ કાલું કાલું બોલી તેને રિઝવતી. અને સુશીલા પાસે જતાં તો તે કંપી ઉઠતી. જે સુશીલાની ગોદમાં ભરાઇને નિરૂ કાલું કાલું બોલતી, કોઇ કોઇક વાર કોઇ મધુરૂં ગીત ગાતી એ જ સુશીલાની સામે ઉભા રહેતાં પણ આજે તે કંપતી અને આમ ને આમ નિર્મળાનું પ્રફુલ્લ મુખ જાણે કરમાઇ

જવા લાગ્યું. તેનાં મોઢાં પર હાસ્યની છાંટ સરખી પણ દેખાતી નહિ.

નિરૂની આ સ્થિતિ ન જોઇ શકે એટલી સુશીલા આંધળી ન હતી. પહેલાં તો થોડાક દિવસ તેણે એ તરફ બેદરકારી દાખવી. પણ નિર્મળાનું આવું વર્તન દિવસે દિવસે વધતું જ ચાલ્યું. એટલે સુશીલાને ચિંતા થવા લાગી. પણ બાળકની ધમાલમાં તે પાછી હતી તેવી બેદરકાર બની ગઇ. જો કે, નિરૂ તરફનાં કઠોર વર્તનમાં ફેરફાર થવા માંડયો હતો. હવે ભૂલ થાય તો પણ તે નિરૂને વઢતી નહિ, તેમ ખાસ ખિજાતી પણ નહિ. તેમ નિરૂ એવો પ્રસંગ ભાગ્યે જ લાવવા દેતી.

ત્રણ ચાર માસ આ ને આ સ્થિતિમાં વહી ગયા, એટલા સમયમાં નિરૂ ચિમળાયલાં ફૂલ જેવી થઇ ગઇ. સુમનલાલે બે ચાર વાર નિરૂને પૂછયું પણ ખરૂં પરંતુ " કાંઇ નથી થતું " કહીને તેણે વાત ઉડાવી દીધી.

એક દિવસ બપોરે ઘરમાં વાસીદું વાળતાં નિરૂને તમ્મર આવી ગયાં અને તે પરસાળમાં બેભાન બનીને નીચે ઢળી પડી. સુશીલા એમજ સમજતી હતી કે નિરૂ વાસીદું વાળે છે. ઘણો સમય થયો પણ નિરૂ જણાઇ નહિ એટલે તેણે બે ત્રણ બૂમો પાડી, કાંઇ જવાબ મળ્યો નહિ. બહાર રમતી હશે, એમ ધારીને તેને જોવા આવી. પરસાળમાં જ નિરૂને પડેલી જોઇ. તેને ઢંઢોળી પણ નિરૂ કાંઇ બોલી નહિ. તેનું શરીર ઠંડુગાર થઇ ગયું હતું અને આખા શરીરમાંથી પાણી પાણી છૂટી રહ્યું હતું. સુશીલા ગભરાઇ ગઇ. બેભાન નિરૂને પથારી કરી સુવાડી તેણે તરત જ સુમનલાલને ઓફિસમાંથી બોલાવ્યા. દાકતરને બોલાવ્યા. ચાર પાંચ કલાકે નિરૂને ભાન આવ્યું. કેટકેટલા ઉપચાર કરી તેના શરીરમાં ગરમી લાવવામાં આવી. ભાન આવતાં

આંખો ઉઘાડી પાસે જ સુશીલાને બેઠેલી જોતાં તેણે તરત જ આંખ મીંચી દીધી. થોડીવારે સુશીલાએ ગરમ મસાલો પાવા માંડયો પણ તેણે પીધો નહિ. સુમનલાલે પાયો ત્યારે જ તે પીધો. દવા પણ સુમનલાલના હાથે જ પીધી અને પથારી પાસે પણ સુમનલાલ બેસે એવો આગ્રહ કર્યો.

પછી તો જ્યારે જ્યારે સુશીલા નજરે ચઢે ત્યારે ત્યારે નિરૂ ચમકી ઉઠતી. કાંઇ ભયંકર ચીજ જોઇ હોય એમ કેટલીકવાર તો ચીસ પણ પાડી ઉઠતી. સુમનલાલ, કે દાક્તર આનું કાંઇ કારણ સમજી શકયા નહિ. 'અત્યંત નબળાઇનું પરિણામ' એટલો ટુંકો તેમનો ઉત્તર હતો. પણ સુશીલા સમજી ગઇ હતી. તેને પોતાનાં વર્તનની યાદ આવવા માંડી અને જેમ જેમ તેને નિરૂને ઠપકા આપ્યાના, નિરૂને માર્યાના પ્રસંગો યાદ આવતા ગયા તેમ તેમ, તેના હૃદયમાં પરિતાપ થવા માંડયો. નિરૂને તે કેટલાં હેતથી બોલાવી લાવી હતી, તે પ્રસંગ સાંભરી આવતાં તેની આંખમાં આંસુ આવી ગયાં. અને હવે નિરૂ તેને જોતાં ચમકી ઉઠતી, તે વખતે તો સુશીલાને પૃથ્વી માર્ગ આપે તો તેમાં સમાઇ જવા જેવું થતું. નિરૂની આ સ્થિતિ માટે પોતે જ જવાબદાર છે, એ તો કયારનું તેની સમજમાં આવી ગયું હતું.

" મારામાં આવો ફેરફાર શાથી થયો હશે ? નિરૂ મને કદિ અકારી લાગી નથી, છતાં, મેં તેના તરફ કેમ કઠોર વર્તન કર્યું હશે ? નિરૂ તરફ મારૂં વર્તન શાથી આમ બદલાયું હશે ? " સુશીલા ઘણીવાર આ બધું વિચારતી પણ તેને એનો કાંઇ જવાબ ન મળતો.

" ગરીબ બિચારી ! " નિરૂને પથારીમાં સૂતેલી જોતાં તેના મુખમાંથી એટલાજ શબ્દો સરી પડતા. નિરૂ જલદી સારી થાય,

એવી કાળજીથી તેણે સારવાર શરૂ કરી. અને નિરૂને જોઇને દિવસના કેટલીય વાર તેની આંખમાંથી આંસુ સર્યાં કરતાં. " નિરૂ સારી થઇ જશે ! " એમ જણાવીને સુમનલાલે તેને આશ્વાસન આપવું પડતું.

આવી જ રીતે એક સાંજે નિરૂની પથારીમાં માથા આગળ સુશીલા બેઠી હતી. એક માસની પથારીવશ સ્થિતિને લીધે નિરૂનો દેહ ગળાઇ ગયો હતો. તેનાં હાડકાં દેખાવા લાગ્યાં હતાં. એ દેહને જોતાંજ સુશીલાની આંખમાં ઝળઝળીયાં આવ્યા; તેનું મોઢું ઉતરેલું તો હતું જ; તેમાં તેને પોતાનાં વર્તનનું પાછું સ્મરણ થયું, એટલે તેની આંખમાંથી આંસુનો પ્રવાહ સરવા માંડયો. કેટલીયવાર સુધી આમ તેણે ચોધાર આંસુએ રડયા જ કર્યું.

એ દરમ્યાન નિરૂ જાગી ગઇ; સુશીલાને તેનું ભાન ન હતું. નિરૂએ ઉંચે જોયું; સુશીલાને જોતાં, તે પહેલાં ચમકી; મોઢું નીચે લઇ લીધું. થોડી વારે, તેની આંખમાંથી આંસુનાં ટીપાં તેના કપાળ ઉપર પડયાં. તેણે ફરી ઉંચું જોયું. સુશીલા રડતી હતી. શા માટે રડતી હશે ? તેને વિચાર આવ્યો. સુશીલાના મોઢાં તરફ તે તાકી તાકીને જોઇ રહી. કઠોર લાગતો ચહેરો માર્દવભર્યો લાગ્યો. નિરૂ બધું ભૂલી ગઇ. તેનાથી આંસુ ન દેખાયાં. તે બોલીઃ " બા, કેમ રડે છે ? "

કેટલે દિવસે આ મીઠો, મધુ જેવો શબ્દ સુશીલાને કાને સંભળાયો. અને પૂર્વસ્મરણને લીધે, તેની આંખમાંથી આંસુ જોસભેર વહ્યાં.

" બા, કેમ રડે છે ? " નિરૂએ ફરી પૂછ્યું. એ મધુર સ્વરના ગુંજારવે, તેના હૈયાને છેક પલાળી મૂકયું. આંખમાંથી આંસુ

વધુ જોસભેર વહેવા માંડયાં. પણ મુખમાંથી એક શબ્દ સરખો નીકળ્યો નહિ.

" બા, રહી જાવને; મારા સમ ! " પુત્રીની ધીરજ ખૂટતી લાગી.

" નહિ, મારી દીકરી, એવું ન બોલીએ. " કેટલાય દિવસે, સુશીલાના હૃદયમાં સાચો ઉમળકો થઇ આવ્યો. નિરૂને છાતી સરસી ચાંપી, ગાલે બે ચુમી લીધી. પણ તેની આંખમાંથી આંસુનો પ્રવાહ તો વણાજ કર્યો. કેટલીય વાર સુધી, નિરૂ, સુશીલાની ગોદમાં, લપાઇ રહી.

# હૈયાંની ભૂખ

“જવાબદાર એક પ્રતિષ્ઠિત શહેરી છે; અને ઉંચો હોદ્દો ધરાવતો સરકારી અમલદાર હોવાથી માસિક રૂ. ૭૦૦નો દરમાયો તેમને મળે છે. એટલે ફરિયાદીએ જવાબદારના હોદ્દાને તેમજ પ્રતિષ્ઠાને છાજે એવી રીતે રહેવું જ જોઇએ. આથી હું ફરિયાદીના ભરણપોષણના ખર્ચ પેટે માસિક રૂા. ૧૦૦, આપવાનું જવાબદારને ફરમાવું છું.”

સુરતના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ચાલી રહેલા અત્યંત ચકચાર-ભર્યાં મુકદ્દમાનો ઉપલા ચુકાદામાં અંત આવ્યો. સામાન્ય પ્રેક્ષક વર્ગને, આ ચુકાદાથી સંતોષ થયો. વિદ્વાન મેજીસ્ટ્રેટે પતિએ તજેલી હિન્દુ સ્ત્રી તરફ ઠીક રહેમનજર રાખી એવા અને એથી ઉલટા સુલટા વિચારો દર્શાવતાં લોકો કોર્ટમાંથી વિખરાવા લાગ્યાં.

પણ ફરિયાદી સ્ત્રીને આ ચુકાદાથી જરા પણ સંતોષ થયો હોય એમ તેના મોઢાં તરફ જોતાં માલમ પડયું નહિ. એકાદ બે ચીબાવલાઓએ, એ સ્ત્રીનું મોઢું, આટલા વિજય છતાં પણ, ખિન્ન રહેતું જોઇ, સામું મોઢું મચકોડયું. એ બિચારાઓને સ્ત્રીનાં હાર્દની ક્યાંથી સમજ હોય !

“ પતિ પાસેથી ભરણપોષણ મેળવવા પૂરતો જ સ્ત્રીનો હક્ક ? એટલાં ભરણપોષણને ખાતરજ શું સ્ત્રી પોતાનું સારૂં જીવન પતિને ચરણે ધરી દે છે ? ” એ ફરિયાદી સ્ત્રીને આ અને આવા આવા

અનેક વિચારો મનમાં આવવા લાગ્યા. વ્યગ્ર થએલાં મન સાથે તરત જ ધારાશાસ્ત્રી સાથે તે સ્ત્રીએ પોતાનાં ઘર તરફ પ્રયાણ કર્યું.

સુરેશ દેસાઇ, મુંબાઇ સરકારના સેક્રેટરીયટમાં ઉંચો હોદ્દો ભોગવતા હતા. બી. એ. થયા પછી તેઓ વિલાયત ગયા હતા અને આઇ. સી. એસ. થવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો પછી, બેરીસ્ટર થઇને પાછા ફર્યા હતા. હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરવાની તેમની મુરાદ હતી પરંતુ લાઇબ્રેરીમાં બ્રીફ વિના આખો દિવસ બેસી રહેલા બેરીસ્ટરોની મોટી સંખ્યાને જોયા પછી, તેમને એમાં ઝાઝો ગજ પહોંચે એવું ન લાગ્યું અને પરિણામે, વિલાયતની તેમજ અહીંની કેટલીક પીછાનનો લાભ લઇને, તેમણે સેક્રેટરીયટમાં જગા કરી લીધી હતી. તેમની સાથે જ નવા થઇ આવેલા કેટલાય બેરીસ્ટરો તેમનાં આ નસીબની અદેખાઇ કરતા હતા.

બી. એ. થઇને વિલાયત જતાં પહેલાં જ સુરેશ દેસાઇનું લગ્ન થઇ ગયું હતું. અનાવિલ કોમના ખાનદાન કુટુંબના આ નબીરાને બે હજાર ઉપરનો વાંકડો મળ્યો હતો. ઉપરાંત બીજો પણ કેટલોક લાભ મળ્યો હતો. વિલાયત જવા માટે ખર્ચની લગભગ અર્ધી રકમ પણ તેમને સસરા તરફથી મળી હતી.

વિલાયત જતાં પહેલાં જ કમળા તરફ તેમને અણગમો થયો હતો. એમ થવા માટે તેમની પાસે કોઇ સબળ કારણ ન હતું. પોતે સુરતનો વતની હતો. રજાઓમાં સુરત જતો તે દરમ્યાન કમળા પણ પિતાને ઘરેથી સુરત આવતી. પણ કોઇ ને કોઇ કારણે કમળા તરફ સુરેશ બેદરકારી જ બતાવતો. કમળા તેને ગમતી ન હોય એવું તેનું વર્તન રહેતું. શા માટે તે તો તે જ જાણે! કમળા કદરૂપી હતી કે રૂપાળી, તે જોવાની તેણે દરકાર કરી ન હતી; કમળા શિક્ષિત છે કે સાવ નિરક્ષર ને જાણવાની તેને કાંઇ પડી ન હતી.

એક બે વખત કમળાના પત્રો આવેલા પણ તે વાંચ્યા ન વાંચ્યા કરીને તેણે ફાડી નાખેલા અને પછી એક કાગળ લખીને આવા કાગળો ન લખવાની સખ્તાઇ બતાવેલી, એટલે કમળાએ પત્રો લખવા બંધ કર્યા હતા. આને લીધે બન્ને વચ્ચેનું અંતર વધતું ગયું. પતિપત્ની હોવા છતાં તેઓ જાણે કોઇ પરાયાં હોય, એક-મેકને ઓળખતાં જ નહિ હોય એવો બન્નેનો સંબંધ થઇ ગયો. કમળાને સુરેશ સહેજ પણ ઓળખી શકયો નહિ.

કોઇ પણ પ્રકારનાં કારણ વિના પોતાનો આવી રીતે તિરસ્કાર થાય એ શિક્ષિત અને સ્વમાનવાળી કમળાને લાગી આવે એવું હતું. તેના પિતા માતાને પણ એ બાબત સાલતી પણ કોઇ ઉપાય ન હતો. છેવટે કોઇ લોભને વશ થઇ ભાઇસાહેબ આવું વર્તન કરતા હશે એમ માનીને કમળાના પિતાએ તપાસ કરી. વિલાયત જવા માટે સુરેશના પિતાને નડતી આર્થિક મૂંઝવણની તેમને ખબર પડી અને કમળા તરફનું સુરેશનું વર્તન સુધરે એવી શુભેચ્છાથી તેમણે જમાઇના વિલાયતના પ્રવાસનો અર્ધો ખર્ચ આપવાનું કબૂલ્યું. એથી સુરેશ પીગળશે એવી આશા બંધાઇ પરંતુ એવો દેખાવ ઉપર-ચોટિયોજ હતો એમ પાછળથી માલમ પડયું. ભણેલા દિકરાને આવી તુચ્છ બાબતમાં કાંઇ પણ કહેવાનું સુરેશના માતાપિતાને ગમતું નહતું. એટલે સુરેશનાં કમળા પ્રત્યેનાં આવાં વર્તનમાં તેમની પણ મુંગી સંમતિ હતી એવી કમળાને અને તેના માતાપિતાને અટકળ થવા લાગી.

મુંબાઇના કોલેજજીવન દરમ્યાન અણઘડ લાગતી કમળા, વિલાયતના સ્વતંત્ર વાતાવરણમાં રહેતા સુરેશને ગામડાંની જંગલી ઓરત લાગવા માંડી. મૂળથી જ કમળા તરફ અણગમો હતો તેમાં વિલાયતના સ્વચ્છંદી વાતાવરણમાં હરતી ફરતી ગોરી લલનાઓને

અનેક વિચારો મનમાં આવવા લાગ્યા. વ્યગ્ર થએલાં મન સાથે તરત જ ધારાશાસ્ત્રી સાથે તે સ્ત્રીએ પોતાનાં ઘર તરફ પ્રયાણ કર્યું.

સુરેશ દેસાઇ, મુંબાઇ સરકારના સેક્રેટરીયટમાં ઉંચો હોદ્દો ભોગવતા હતા. બી. એ. થયા પછી તેઓ વિલાયત ગયા હતા અને આઇ. સી. એસ. થવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો પછી, બેરીસ્ટર થઇને પાછા ફર્યા હતા. હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરવાની તેમની મુરાદ હતી પરંતુ લાઇબ્રેરીમાં બ્રીફ વિના આખો દિવસ બેસી રહેલા બેરીસ્ટરોની મોટી સંખ્યાને જોયા પછી, તેમને એમાં ઝાઝો ગજ પહોંચે એવું ન લાગ્યું અને પરિણામે, વિલાયતની તેમજ અહીંની કેટલીક પીછાનનો લાભ લઇને, તેમણે સેક્રેટરીયટમાં જગા કરી લીધી હતી. તેમની સાથે જ નવા થઇ આવેલા કેટલાય બેરીસ્ટરો તેમનાં આ નસીબની અદેખાઇ કરતા હતા.

બી. એ. થઇને વિલાયત જતાં પહેલાં જ સુરેશ દેસાઇનું લગ્ન થઇ ગયું હતું. અનાવિલ કોમના ખાનદાન કુટુંબના આ નબીરાને બે હજાર ઉપરનો વાંકડો મળ્યો હતો. ઉપરાંત બીજો પણ કેટલોક લાભ મળ્યો હતો. વિલાયત જવા માટે ખર્ચની લગભગ અર્ધી રકમ પણ તેમને સસરા તરફથી મળી હતી.

વિલાયત જતાં પહેલાં જ કમળા તરફ તેમને અણગમો થયો હતો. એમ થવા માટે તેમની પાસે કોઇ સબળ કારણ ન હતું. પોતે સુરતનો વતની હતો. રજાઓમાં સુરત જતો તે દરમ્યાન કમળા પણ પિતાને ઘેરથી સુરત આવતી. પણ કોઇ ને કોઇ કારણે કમળા તરફ સુરેશ બેદરકારી જ બતાવતો. કમળા તેને ગમતી ન હોય એવું તેનું વર્તન રહેતું. શા માટે તે તો તે જ જાણે ! કમળા કદરૂપી હતી કે રૂપાળી, તે જોવાની તેણે દરકાર કરી ન હતી; કમળા શિક્ષિત છે કે સાવ નિરક્ષર તે જાણવાની તેને કાંઇ પડી ન હતી.

એક બે વખત કમળાના પત્રો આવેલા પણ તે વાંચ્યા ન વાંચ્યા કરીને તેણે ફાડી નાખેલા અને પછી એક કાગળ લખીને આવા કાગળો ન લખવાની સખ્તાઇ બતાવેલી, એટલે કમળાએ પત્રો લખવા બંધ કર્યા હતા. આને લીધે બન્ને વચ્ચેનું અંતર વધતું ગયું. પતિપત્ની હોવા છતાં તેઓ જાણે કોઇ પરાયાં હોય, એક-મેકને ઓળખતાં જ નહિ હોય એવો બન્નેનો સંબંધ થઇ ગયો. કમળાને સુરેશ સહેજ પણ ઓળખી શકયો નહિ.

કોઇ પણ પ્રકારનાં કારણ વિના પોતાનો આવી રીતે તિરસ્કાર થાય એ શિક્ષિત અને સ્વમાનવાળી કમળાને લાગી આવે એવું હતું. તેના પિતા માતાને પણ એ બાબત સાલતી પણ કોઇ ઉપાય ન હતો. છેવટે કોઇ લોભને વશ થઇ ભાઇસાહેબ આવું વર્તન કરતા હશે એમ માનીને કમળાના પિતાએ તપાસ કરી. વિલાયત જવા માટે સુરેશના પિતાને નડતી આર્થિક મૂંઝવણની તેમને ખબર પડી અને કમળા તરફનું સુરેશનું વર્તન સુધરે એવી શુભેચ્છાથી તેમણે જમાઇના વિલાયતના પ્રવાસનો અર્ધો ખર્ચ આપવાનું કબૂલ્યું. એથી સુરેશ પીગળશે એવી આશા બંધાઇ પરંતુ એવો દેખાવ ઉપર-ચોટિયોજ હતો એમ પાછળથી માલમ પડયું. ભણેલા દિકરાને આવી તુચ્છ બાબતમાં કાંઇ પણ કહેવાનું સુરેશના માતાપિતાને ગમતું નહતું. એટલે સુરેશનાં કમળા પ્રત્યેનાં આવાં વર્તનમાં તેમની પણ મુંગી સંમતિ હતી એવી કમળાને અને તેના માતાપિતાને અટકળ થવા લાગી.

મુંબાઇના કોલેજજીવન દરમ્યાન ચણધડ લાગતી કમળા, વિલાયતના સ્વતંત્ર વાતાવરણમાં રહેતા સુરેશને ગામડાંની જંગલી ઓરત લાગવા માંડી. મૂળથી જ કમળા તરફ અણગમો હતો તેમાં વિલાયતના સ્વચ્છંદી વાતાવરણમાં હરતી ફરતી, ગોરી લલનાઓને

જોતાં સુરેશને તેના તરફ એકદમ તિરસ્કાર આવ્યો. કમળા સાથે પોતાનું જીવન કદિ પણ સુખમાં નહિ જાય એમ તેણે કલ્પી લીધું અને હિંદ પાછા ફર્યા પછી કમળા સાથે તો ઘરસંસાર નહિ જ માંડવો એવો તેણે મનમાં નિર્ણય કરી લીધો. વિલાયતના સ્વતંત્ર વાતાવરણે તેને કેટલીક સ્વચ્છંદતા તરફ પણ પ્રેર્યો અને તેનું જીવન એકદમ ખર્ચાળ અને વિલાસી બનવા લાગ્યું. પરિણામે વિલાયત જવાનો હેતુ ભૂલાયો; આઇ. સી. એસ. માં તે નિષ્ફળ નીવડયો અને સીવીલીયન બનવામાં નિષ્ફળ નિવડનારાઓ સામાન્ય રીતે થઇ આવે છે તેમ તે બેરીસ્ટર થઇને પાછો હિન્દ આવ્યો. એકાદ બે મહિના આમ તેમ ફરી કાઢી, મુંબાઇમાં વકીલાત શરૂ કરવાનો તેનો વિચાર હતો. પરંતુ વાતાવરણ કાંઇ જુદું જ લાગ્યું અને તેણે કોઇ સારી નોકરી મેળવવાનો પ્રયાસ આદર્યો. અનેક ભલામણોને પરિણામે સેક્રેટરીયટમાં તેની નીમણુંક થઇ.

સુરેશની માતા જાણતી હતી કે કમળા પ્રત્યે સુરેશને જરાપણ લાગણી નથી અને એ ગામડીયણની સાથે જીવી શકે એમ નથી. તેનો આ મત કેટલો ઉતાવળીયો અને અવિચારી હતો તે સમજાવવાની સુરેશની માતાની હિંમત ચાલતી ન હતી. ભણેલા પુત્રને કાંઇ પણ કહેવાની હિંમત કેમ ચાલે ? એટલે કમળાને બોલાવવાની વાત જ પડતી મૂકાઇ.

કમળાના પિતાએ સુરેશનો આ વિચાર જાણી લીધો. આવા તુમાખી અને અવિચારી યુવક પ્રત્યે, પતિપ્રત્યે પ્રેમની ભાવના કેળવવા મથતી યુવતીને પણ અણગમો થાય એ સ્વાભાવિક હતું. તેમાં આજના વિકાસયુગમાં તો સ્ત્રીઓ પણ પતિ પાસે સમાનહક્કની માગણી કરે છે, એટલે કમળાએ સુરેશના મનનું સમાધાન કરવા કે એવો પ્રયત્ન કરવા જરા પણ પ્રયત્ન કર્યો નહિ અને પોતાનાં પિતા

માતાને આ બાબતમાં કાંઇ પણ તકલીફ ન ઉઠાવવા જણાવી દીધું. પોતે અભ્યાસ કરતી હતી અને એ અભ્યાસને સ્વતંત્ર રીતે આગળ વધાર્યેજ જતી હતી. પતિથી ત્યજાયલી દશામાં સ્વતંત્ર રીતે પોતાનાં જીવનનો ગુજારો કરી શકાય તે માટે તેણે તૈયારી આરંભી હતી. વર્નાકયુલર ફાઇનલની પરીક્ષા તેણે કયારનીય પસાર કરી દીધી હતી. અને ટ્રેઇનીંગ કોલેજનો અભ્યાસ શરૂ કર્યો હતો. અંગ્રેજીનું શિક્ષણ તે ઘરે રહીને લેતી હતી.

એવામાં એક દિવસે કમળાને મુંબાઇની તેની એક સખીએ પત્રદ્વારા ચોંકાવનારા ખબર આપ્યા. આ સમાચાર મોડા વહેલા આવશે એની કમળાને ખાત્રી હતી. છતાં તે આટલા વહેલા આવશે એની તેણે કલ્પના કરી ન હતી. એટલે તેને એ ખબર જાણી સહેજ આઘાત થયો. હવે તેની સ્થિતિ ચોકકસ, પતિથી ત્યજાયલી સ્ત્રીની, થઇ ગઇ હતી. અત્યાર સુધી તેને ઉંડી ઉંડી કોઇ આશા રહેતી હતી અને એ આશા ઉપર અવલંબીને જ તે જીવન ટકાવતી હતી. હવે એ આશા પણ રહી નહિ.

સુરેશે ફરીવાર લગ્ન કર્યાં હતાં. અનાવિલોમાં જીવતી સ્ત્રી પર બીજી કરવી એ બહુ આશ્ચર્યની વાત,નથી. સુરેશની માતાને, કમળા તરફના સુરેશના અણગમાની જાણ થઇ ગયા પછી, તેણે આ દિશામાં પ્રવૃત્તિ માંડી હતી. સુરેશને પણ એ વિચાર અનુકૂળ આવ્યો. શિક્ષિત અને સુધરેલા ગણાતા યુવાનને, એક પત્ની હૈયાત હોવા છતાં, બીજી પત્ની કરવાની જંગલી રૂઢી કેમ અનુકૂળ લાગી તે તો સુરેશ ખુલાસો કરે ત્યારે માલમ પડે.

મુંબાઇમાં જ રહેતા એક અનાવીલ ગૃહસ્થની પુત્રી તરફ સુરેશની નજર હતી. અને એ કોલેજમાં ભણતી છોકરીને પોતાની ભાવિ વધુ તરીકે મેળવવા સુરેશે પ્રયત્ન આદર્યો હતો, પરંતુ

છોકરીએ શોક ઉપર પરણવાની સાફ ના પાડવાથી એ સારું પતી શક્યું ન હતું. એટલે સુરતના એક સામાન્ય કુટુંબની છોકરી સાથે સુરેશનું સગપણ નક્કી થઇ ગયું. આ છોકરી સુરત જેવાં શહેરમાં રહી ઉછરેલી હતી એટલે કાંઇક સંસ્કારી લાગતી હતી; ઉપરાંત દેખાવડી હતી, અને કાંઇક ભણેલી પણ હતી. છોકરીને જોયા પછી જ આ સગપણ નક્કી થયું હતું અને સુરેશનાં લગ્ન થઇ ગયાં. લગ્ન થયાં તે જ દિવસે કમળાની એક સખીએ એ બીનાની ખબર આપતો પત્ર તેને લખ્યો અને તે સાથે સુરેશ સામે કાયદેસર પગલાં લેવાની પણ આગ્રહભરી ભલામણ કરી.

"કાયદેસર પગલાં લેવાં ?" કમળાને ધાર્મિક રૂઢીથી પોતાના બનેલા પતિ સામે કોર્ટમાં જવાના વિચારથી કમકમાં આવ્યાં. આટલા સમયથી સહનશીલતા રાખી રહેલી કમળા હવે વધુ ધીરજ ધારી ન શકી અને ટ્રેનીંગ કોલેજની હોસ્ટેલના પોતાના એકાંત ઓરડામાં તેણે ચોધાર આંસુએ રડી દીધું. હિન્દુ સમાજ અને હિન્દુ કાયદા પ્રમાણે એક હિન્દુ પત્નીને કેટલો અધિકાર છે એ જાણતી હોવાથી, તેને તેનું જીવન વેડફાઇ ગએલું લાગ્યું. છતે પતિએ તેની સામે વૈધવ્ય આવી ઉભું.

એજ સાંજે અચાનક કમળાના પિતા અમદાવાદ આવી પહોંચ્યા; પુત્રીને જોતાં જ તેને આ બનાવની ખબર પડી ગઇ છે એવી તેમને કલ્પના થઇ અને એ કલ્પના વાતચીતની શરૂઆતમાં જ સાચી પડી. વત્સલ પિતા આગળ પુત્રીની આંખો ધીરજ ન ધરી શકી અને પિતા પુત્રી બન્નેની આંખોમાંથી ટપટપ આંસુ સરી પડયાં. પિતાએ પુત્રીને ખુલ્લેદિલે રડવા દીધી અને પછી તેને આશ્વાસન આપતાં કહ્યું: "બેટા, કમુ, જરા પણ ગભરાઇશ નહિ. હું જીવતો છું ત્યાંસુધી તારે કોઇ પણ પ્રકારની ચિંતા કરવી નહિ. એ બેટમજીને હું બરાબર ખબર પાડીશ !"

કમળા સાંભળી રહી. પિતા કેટલી હદ સુધી જઇ શકશે એની તેને બરાબર ખબર હતી.

થોડી વાર બન્ને મુંગા રહ્યાં. તે પછી, પિતાએ કહ્યું: " હવે મારો માર્ગ ખુલ્લો થયો છે. અત્યાર સુધી હું માનતો હતો કે એની સાન, આજે નહિ તો કાલે, ઠેકાણે આવશે. પણ હવે એવો કાંઇ સંભવ રહ્યો નથી. શિક્ષણનું પરિણામ જો આવું જ આવતું હોય તો એના કરતાં ગામડાના નિરક્ષર લોકો વધુ સારા એમ કહેવામાં કાંઇ ખોટું નથી. "

કમળા પોતાના ભાવિના વિચારમાં એટલી મશ્ગુલ થઇ ગઇ હતી કે પિતાના ઉદ્દગારો તેના કાન ઉપર માત્ર અથડાઇ રહ્યા. થોડી વારે પિતાએ કહ્યું: " કમુ, તું મારી સાથે ચાલ. કોલેજમાંથી થોડા દિવસની રજા લઇ લે. તારી બા, તને મળવા ઘણી અધીરી થઇ છે. તને તેડવા માટે જ હું અહીં આવ્યો છું. "

કમળાની પણ એવી ઇચ્છા હતી. દુનીયામાં માતા સમું કોઇ આશ્વાસન નથી. મુંબાઇથી સખીનો પત્ર આવ્યા પછી, તેને આવાં કોઇ આશ્વાસનની જરૂર હતી. અને તેના પિતા ન આવ્યા હોત તો પણ રજાની ગોઠવણ કરી તે જરૂર માતા પાસે પહોંચી ગઇ હોત. એટલે પિતાની આ સૂચના સ્વીકારીને તેણે લેડી સુપરિન્ટેન્ડન્ટ પાસેથી રજા મેળવી લીધી. બન્ને રાત્રે બારડોલી જવા ઉપડી ગયાં.

હવે શું કરવું ? કમળા સમક્ષ ગંભીર પ્રશ્ન ખડો થયો હતો. સુરેશે ફરીથી લગ્ન કરેલું હોવાથી, કમળાએ ભરણપોષણ માટે ફરિયાદ માંડવી જ જોઇએ એવો બધાનો સામાન્ય અભિપ્રાય હતો. કમળા સ્વભાવે સોજ્જી અને કોઇનું પણ કામ કરી છૂટવાની ટેવવાળી હતી એટલે તેના તરફ બધાની સામાન્ય સહાનુભૂતિ હતી. ઉપરાંત કમળા શિક્ષિત હતી અને પોતાની બીજી

બ્હેનોમાં શિક્ષણના સંસ્કાર રેલાવવા માટે પોતાનું બનતું કરવા ચૂકતી નહિ, એટલે પણ ઘણાને તેને માટે માન હતું. આથી, કમળાના પતિએ બીજીવાર લગ્ન કર્યું એ ખબરથી આખા બારડોલીમાં કમળા પ્રત્યે લાગણી પ્રકટી રહી હતી. તેમાંય કમળાની સમાન વયની સખીઓને આ બનાવથી ઘણું લાગી આવ્યું હતું. કમળાની માતાની સ્થિતિ તો લગભગ ભાનભૂલેલી સ્ત્રીના જેવી થઇ ગઇ હતી. કોઇ પણ પ્રકારના વાંક વિના, પોતાની સુશીલ પુત્રીને ઘર માંડયા પહેલાં જ પતિનો તિરસ્કાર અનુભવવો પડે એ સ્થિતિ કોઇ પણ માતાને સખ્ત આઘાત ઉપજાવવા માટે પૂરતી છે. કમળાએ પણ માતા આગળ એક વાર દિલ ખોલી રડી લીધું અને માતાની વ્હાલસોયી ગોદમાં આશ્વાસન શોધ્યું. હવે શાં પગલાં લેવાં એનો વિચાર થઇ રહ્યો.

કમળાના પિતાનો દાવો માંડવાનો મક્કમ નિર્ણય હતો. " ખોરાકી આપ્યા વિના એના બાપનો છૂટકો નથી. " એવા ઉદ્‌ગાર સાથે તેણે કમળાને પોતાનો વિચાર જણાવ્યો. સેંકડો માણસોની મેદની સમક્ષ સમાજે તેના પતિ તરીકે સ્થાપેલા પુરૂષ સામે અદાલતમાં જવાના વિચારે જ કમળાને કમકમાં આવ્યાં. પણ આ વાત રોજને રોજ સાંભળ્યા પછી તેણે પિતાને ફરિયાદ માંડવા માટે સંમતિ આપી. પણ મનમાં તે વિચારતી હતી કે " ખોરાકી પૂરતો જ પત્નીને પતિ પર હક્ક ? ત્યારે શું માત્ર પેટનો ખાડો પૂરવા જ સ્ત્રીએ પરણવું ? "

ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદ મંડાઇ અને તેની સુનાવણી પણ ચાલી. સુરતના એક ઉત્સાહી જ્ઞાતિ વકીલને જ કમળાનો કેસ સોંપવામાં આવ્યો હતો. કમળાએ ફરિયાદમાં પતિ તરફથી લગ્ન પછીથી થએલા તિરસ્કારની વિગતો આપી હતી. અને તે સાથે શિક્ષિત યુવાન અવિચારી રીતે, કોઇ પણ પ્રકારના દોષ વિના અગ્નિની

સાક્ષીએ પત્ની કરેલી સ્ત્રીને ત્યજી દે એ બીનામાં સમાજના કાનૂનોનો તિરસ્કાર કરવાપણું રહેલું છે એમ જણાવ્યું અને આવા ને આવા યુવકો વધુ સંખ્યામાં થશે તો સમાજના પાયા એકદમ ડગમગી જશે અને ભાવિ ભયરૂપ થશે, એમ પણ જણાવ્યું. વળી, એક હિન્દુ સ્ત્રી, ધાર્મિક ક્રિયા પ્રમાણે પતિની સુખદુઃખની ભાગીદાર બને છે અને પતિમાં જ પોતાનું સર્વસ્વ હોવાની પ્રતિજ્ઞા લે છે; એવી જ રીતે હિન્દુ પતિ પણ પત્નીને પોતાની સાથીદાર તરીકે સ્વીકારીને તેનામાં જ રત રહેવાની પ્રતિજ્ઞા કરે છે. એટલે તેનો તિરસ્કાર ધાર્મિક કાનૂનો મુજબ નિંદ્ય છે; એટલું જ નહિ પણ, સમાજ માટે પણ એ તિરસ્કારને પાત્ર છે. આવી આવી અનેક દલીલો એ ફરિયાદમાં કરવામાં આવી. બચાવ માટે જવાબદાર પક્ષ તરફથી દલીલ કરવા જેવું કાંઇ હતું જ નહિ. એટલે આ કેસનું ઘર મેળે સમાધાન કરવાના પ્રયત્ન થયા પરંતુ કમળાએ એવી રીતે સમાધાન કરવાની ના પાડી, અદાલતમાં જ નિર્ણય મેળવવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. તેણે માત્ર ભરણપોષણની સગવડની માંગણી ન કરતાં પતિ પાસેથી પોતાના પત્ની તરીકેના હકના ભોગવટાની માંગણી કરી.

ફરિયાદના છેલ્લા ભાગથી, આવા પ્રકારની ફરિયાદોમાં, તદ્દન નવું જ સ્વરૂપ ઉભું થયું. પત્ની પતિ સાથે રહેવા નાખુશ હોય તો પતિ, પત્ની પાસેથી પતિ તરીકેના હકના ભોગવટાની માંગણી કરી શકે. પરંતુ અત્યારસુધીમાં કોઇ પત્નીએ પતિ પાસેથી એવા હકના ભોગવટાની માંગણી કરી ન હતી. અને તેથી, આ ફરિયાદે, છાપાંઓમાં તેમજ શહેરમાં ઠીક ઠીક ચકચાર જગાડી. ફરિયાદીના વકીલે, આવી જાતની માંગણી ન થઇ શકે એમ જણાવ્યું છતાં કમળાના અત્યંત આગ્રહને વશ થઇને તેમણે એ બાબતનો ફરિયાદમાં સમાવેશ કર્યો હતો.

છેવટે ચુકાદો આપતાં વિદ્વાન ન્યાયમૂર્તિએ પાછળની બાબત કાયદાની વિરૂદ્ધ હોઇ તે સંબંધમાં કાંઇ ન થઇ શકે એમ જણાવી માસિક રૂા. ૧૦૦) ના ભરણ પોષણ માટેની જોગવાઇ કરી આપતો પોતાનો ચુકાદો આપ્યો.

કમળાને એથી સંતોષ ન થયો. તેને પૈસાની ભૂખ ન હતી. પોતે પોતાના જીવન નિર્વાહ પૂરતું રળી શકે અને પોતાનું જીવન નિભાવી શકે એવી તેની સ્થિતિ હતી. એટલે ભરણપોષણ માટે જ ફરિયાદ માંડવાની તેની ઇચ્છા ન હતી. પણ ઘણો વિચાર કરીને, ત્યજાયલી તેની અનેક બહેનો માટે કાંઇ માર્ગ ખુલ્લો થાય તો તે માટે પ્રયત્ન કરી જોવા તેણે આ ફરિયાદ માંડી હતી અને તેમાં ઉપર જણાવેલી, પતિ પાસેથી પત્ની તરીકેના હકકના ભોગવટાની, બાબત તેણે ઉમેરી હતી. એ મુદ્દા ઉપર તે મુખ્યત્વે લડી રહી હતી. કોર્ટે મુદ્દો ઉડાવી દીધો એટલે તરત જ તેણે પોતાના ધારાશાસ્ત્રીને આ બાબતમાં વડી અદાલતને અપીલ કરવા જણાવી દીધું.

ધારાશાસ્ત્રીએ તેને ઘણું સમજાવી કે અપીલ દાખલ નહિ થાય. કાયદા પ્રમાણે, સ્ત્રી, પતિ પાસે માત્ર ભરણપોષણની જ અધિકારી છે; માટે હવે આગળ જવાની જરૂર નથી. પણ કમળા વડી અદાલત સમક્ષ આ વાત પહોંચાડવા માંગતી હતી. અને ધારાશાસ્ત્રીને, એના વિચારને અનુકૂળ થયા વિના ચાલ્યું નહિ. તે સાથે, આજનો કાયદો હિન્દુ સ્ત્રીઓ પ્રત્યે કેટલો અન્યાયી છે, એ બીના પણ તેમના ધ્યાનમાં આવી અને આવા ભરણપોષણથી કાંઇ ત્યજાયલી સ્ત્રીનાં હૈયાંની ભૂખ સંતોષાવાની નથી એ બીનાની તેમને પ્રતીતી થઇ.

વડી અદાલતમાં અપીલ દાખલ કરવા માટે રજા માંગવામાં આવી. એ અરજીની સુનાવણીએ પણ વિદ્વાન ધારાશાસ્ત્રીઓમાં

અને ખાસ કરીને મુંબાઇની પ્રગતિમાન સ્ત્રીઓમાં ઘણો રસ જગાડયો. કાયદાની શુષ્ક દૃષ્ટિએ આ બીના ભલે અગત્યની નહિ હોય પણ માનવતાની દૃષ્ટિએ, અન્યાય પામતી સ્ત્રીજાતિની દૃષ્ટિએ આ બીના ઘણીજ અગત્યની હતી. એટલે સ્ત્રીઓની ચળવળના હિમાયતીઓએ આ બાબતને અગત્ય પણ આપવા માંડી.

અપીલ દાખલ કરવાની માંગણી નામંજુર થઇ. વિદ્વાન ન્યાયમૂર્તિએ એ અરજ નામંજુર કરતાં જણાવ્યું:. "સ્ત્રીહૃદયને જેટલા અંશે હું સમજી શકયો છું, તેટલા અંશે જોતાં, મને આ અપીલમાં રહેલો તથ્યાંશ જણાઇ આવે છે. આ કેસમાં જવાબદારે પોતાની પત્નીને ત્યજી દઇને તેને જીવનભર સંસારસુખથી વંચિત રાખી છે. એ સ્ત્રીને નિર્વાહ માટે બંદોબસ્ત કરવા જેટલી જ કાયદામાં મર્યાદા છે. એની આગળ, પતિ પાસે, પત્નીને કોઇ પણ પ્રકારનો હક્ક કાયદાની દૃષ્ટિએ નથી એટલે, હું આ અપીલ દાખલ કરી શકતો નથી. છતાં, મારે એટલું કહેવું જ જોઇએ કે, જવાબદારે, અવિચારી રીતે પોતાની પત્નીનો ત્યાગ કર્યો છે અને ફરીથી લગ્ન કરીને પોતાની પ્રથમ પત્નીને ગંભીર અન્યાય કર્યો છે, તેનું જીવન નકામું કરી દીધું છે. વળી, કાયદા પ્રમાણે, એ સ્ત્રી પતિથી ત્યજાયેલી છતાં, પતિની પત્ની મટી જતી નથી. એટલે એ બિચારીનું જીવન અકાળે વેડફાઇ જાય છે. આથી, આવી સ્ત્રીઓને માટે કોઇ ચોકકસ માર્ગ થાય એવો હિન્દુ કાયદામાં સુધારો કરાવવા તરફ, ચળવળ કરવામાં આવે એ ઇચ્છવાયોગ્ય છે. ફરિયાદી બ્હેનની અપીલ પ્રત્યે મારી પૂરતી સહાનુભૂતિ હોવા છતાં, હું તે મંજુર કરી શકતો નથી, તેથી હું ઘણો જ દિલગીર છું. પણ કાયદાએ મને લાચાર બનાવી મૂકયો છે."

આ જ નિર્ણય આવશે એવી કમળાની ખાત્રી હતી એટલે

તેને એથી કાંઇ આશ્ચર્ય થયું નહિ. ઉલટું આ કેસથી, છાપાંઓએ અને વિચારશીલ સ્ત્રી પુરૂષોએ આ પ્રશ્ન ઉપાડી લીધો અને એથી ભવિષ્યમાં તેના જેવી સ્ત્રીઓ માટે કાંઇક માર્ગ થશે એટલી બાબ-તથી તેને સંતોષ થયો.

થોડાક દિવસ બાદ, કમળાને નામે સો રૂપિયાનો એક મની-ઓર્ડર આવ્યો. ટપાલી કાંઇક ભેટ મળશે ધારી ખુશ થતો થતો તે આપવા આવ્યો હતો પરંતુ કમળાએ એ મનીઓર્ડરનો અસ્વીકાર કર્યો. ટપાલી આશ્ચર્યચકિત આંખો સાથે ચાલી ગયો.

' માલેક લેવા ના પાડે છે ' એવા ટપાલખાતાંના લાલશાહીમાં મારેલા શેરા સાથે એ રકમ સુરેશને પાછી મળી.

# હું કેમ ન પરણી ?

"હું કેમ ન પરણી ?" ચારેક બાળાઓ સાથે પસાર થતી સુમિત્રાએ, એક બાળાના પ્રશ્ન સામે પ્રતિપ્રશ્ન પૂછયો. તે સાથે જ તેના મુખ ઉપરથી ગ્લાનીની એક રેખા પસાર થઇ ગઇ. પણ સુમિત્રા પાછી સ્વસ્થ થઇ ગઇ. ચાર બાળાઓમાંની એકેય, એ ગ્લાનીની રેખા જોઇ શકી નહિ.

"લગ્ન જરૂરી છે ?" એ વિષય ઉપર યશોદા ગર્લ્સ હાઇસ્કુલની વિદ્યાર્થીનીઓમાં રસભરી ચર્ચા આજે જ થઇ ગઈ. કેટલીકોએ એની જરૂરીઆત સિદ્ધ કરવા પ્રાચીનકાળથી તે અત્યાર સુધીમાં લગ્નની આવશ્યકતા ઉપર લખાયલા નિબંધો અને પુસ્તકોનો દલીલો માટે ઠીક ઠીક ઉપયોગ કર્યો. 'લગ્ન જરૂરનું જ નથી' એમ કહેનારી બાળાઓ પણ હતી, પણ તેમની સંખ્યા ઘણી થોડી હતી. તેમણે આજના જમાનાના બંડખોર વિચારકોની દલીલોનો જ સિધો ઉપયોગ કર્યો હતો. મત લેવાતાં વધુમતે દરખાસ્ત પસાર થઇ; 'લગ્ન જરૂરી છે'ની તરફેણમાં. આ ચર્ચા સમયે પ્રમુખસ્થાન સ્કુલનાં પ્રિન્સિપાલ મીસ સુમિત્રા શાહે લીધું હતું. ચર્ચાના સમારોપ વેળા તેમણે પોતાના વિચારો ન જણાવતાં માત્ર બન્ને પક્ષ તરફથી થએલી દલીલોનો સારાંશ જણાવ્યો હતો અને મત લઇ દરખાસ્ત 'લગ્નની જરૂર છે'ની તરફેણમાં પસાર થએલી

જાહેર કરી. આ બાબતમાં તેમના વિચારો જણાવવા વિદ્યાર્થીનીઓએ ઘણો આગ્રહ કર્યો પરંતુ, તેમણે વાત ઉડાવી દીધી.

પછી ચારેક બાળાઓ સાથે, સુમિત્રા ફરવા નીકળી, તે દરમ્યાન પણ મોટે ભાગે વાતચીતનો વિષય લગ્ન જ રહ્યો. અને એ ચર્ચા દરમ્યાન સુમિત્રાએ લગ્નની તરફેણમાં એકાદ વાક્ય ઉચ્ચારતાં જ બટકબોલી સરોજે સુમિત્રાને સવાલ કર્યોઃ " ત્યારે તમે કેમ ન પરણ્યાં ? "

આવો સવાલ પૂછાશે એની સુમિત્રાને કલ્પના સરખી પણ ન હતી. એટલે પ્રથમ શો ઉત્તર આપવો તે ન સૂઝવાથી તેણે સામો સવાલ પૂછી કાઢયોઃ " હું કેમ ન પરણી ? "

થોડીવાર તે મૌન સેવી રહી; જાણે કોઇ ઉંડા વિચારમાં ઉતરી પડી હોય એમ લાગ્યું. બાદ, તેના મુખ ઉપર સહેજ હાસ્ય ફરક્યું અને પછી, વાત ઉડાવતાં કહ્યું: " કહીશ, કોઇકવાર ! "

એ જવાબથી સંતોષ કેમ ઉપજે ? પણ, સુમિત્રાને, પોતાના કરતાં મોટી વયની અને તેમાંય પોતાની પ્રિન્સિપાલને એ બાબત આગ્રહ પણ કેમ કરી શકાય ? વળી, કોઇનાં અંગત જીવન વિષે કાંઇપણ જાણવાની અપેક્ષા રાખવાનો શો અધિકાર ? આ કારણોને લઇને આ વાત ઉપર તે દિવસે ત્યાં જ પડદો પડી ગયો. જો કે, સુમિત્રાનાં જીવનમાં કાંઇક ભેદ છે એમ એ ચાર બાળાઓને લાગવા માંડયું. સુમિત્રાના સ્વભાવ, વિદ્વત્તા અને ચારિત્ર્ય માટે ચારેયને માન હતું એટલે, એ ભેદમાં કાંઇ ઉંડુ રહસ્ય હોવાની તેમણે કલ્પના કરી નહિ. અને એ વાતને ત્યાંજ દાટી દીધી.

[ ૨ ]

થોડાક દિવસ બાદ, સુરતનું એક છાપું સુમિત્રાને બતાવી સરોજે પૂછ્યું: " બહેન, આ વાંચ્યું ? "

" શું છે ? "

" એક ત્યજાયલી સ્ત્રીએ પોતાના પતિ પાસે ભરણપોષણનો દાવો માંડતાં, પતિએ એનો ઇન્કાર કરી, પરપુરૂષ સાથે સંબંધ હોવાને કારણ તેને તજી દઇ ફરી લગ્ન કર્યું હોવાની દલીલ કરી છે અને મેજીસ્ટ્રેટે એનો સ્વીકાર કરી, દાવો કાઢી નાંખ્યો છે. " સરોજે એ સમાચારનો સારભાગ કહ્યો.

" બિચારી ! " સુમિત્રાએ એક નિઃસાસો નાખ્યો. "કોણ જાણે કઇ પળે એ બિચારીએ ભૂલ કરી નાખી હશે અને તેને કારણે હવે જીંદગીભર શોષાવાનું. જો જીવન નિર્વાહનું કાંઇ સાધન ન હોય તો અનીતિને પંથે પળ્યા સિવાય તેને માટે બીજો કોઇ આધાર જ નહિ."

સુમિત્રાને આની સાથે અનેક વિચારો આવવા લાગ્યા: "પુરૂષો શું કદિ આવી ભૂલ નથી કરતા ? શું તેઓ પોતાની પત્નીને બેવફા નથી નીવડતા ? એકપત્નીવ્રતધારી કેટલા પુરૂષો છે ? પછી તેઓ શા માટે સ્ત્રીજાતિ પર આવો જુલ્મ કરતા હશે ? "

" પુરૂષોની જાત જ એવી છે. તેઓ ભલે ગમે તેવું જીવન ગાળે; પણ સ્ત્રીઓથી પતિભક્તિમાં જરા પણ ભૂલ થવી ન જોઇએ અને એવી ભૂલ કોઇ કારણે થઇ જાય, તો તેઓનું સમાજમાં ક્યાંય સ્થાન રહેતું નથી. " લાગણીવશ અવાજે તે બોલી.

એ જ વિષય ઉપર થોડીકવાર વાતચીત થઇ. અને પાછી ' લગ્ન ' ની વાત આવી ઉભી. સરોજે જાણે અગાઉ પૂછેલો પ્રશ્ન પાછો પૂછતી હોય એવી જીજ્ઞાસાભરેલી આંખે સુમિત્રા તરફ જોયું.

સુમિત્રા સમજી ગઇ. " હું કેમ ન પરણી એ તારે જાણવું

છે ને ? ઠીક, તું ભલે જાણી લે. તારાં જીવનઘડતરમાં એ પ્રસંગ કોઇ વાર ઉપયોગી થઇ પડશે. "

સુમિત્રાએ પોતાની કથા શરૂ કરીઃ

" મારા માતા પિતા સંસ્કારી હતાં. અને મને પણ તેઓ સંસ્કારી બનાવવા ચાહતાં હતાં. હું તેમની એક પૂરી પુત્રી હતી. એટલે સ્વાભાવિક રીતે જ તેઓ મને લાડથી ઉછેરતાં પરંતુ એ લાડમાં કદિ સ્વચ્છંદ ન પ્રવેશી જાય એની તેઓ તકેદારી રાખતાં. મારા અભ્યાસ માટે તેઓ સારી કાળજી રાખતાં. અને શાળાનાં નિર્જીવ પાઠયપુસ્તકો તરફ જ મારૂં ચિત્ત ન દોરી રાખતાં, પોતે જાતે કેટલીક સામાન્ય જ્ઞાનની વાતો કરતાં. ઉપરાંત, સંગીત અને ચિત્રકલા જેવી લલિતકળાઓ તરફ પણ મારૂં ધ્યાન દોરવતાં. મારા સંસ્કારવિકાસમાં બની શકે તેટલો ફાળો તેઓ પોતે આપતાં. અને તેમની એવી જ મમતા મારા પ્રત્યે કાયમને માટે ટકી રહી.

એ સમયનું મારૂં જીવન ઘણું જ આનંદમય વિત્યું હતું. બધી રીતે મારી સ્થિતિ સુખી હતી.. ભણવું, ગણવું, હરવું ફરવું એ સિવાય મને બીજું કાંઇ ઝાઝું ભાન ન હતું. માત્ર વેદીયા જેવી સ્થિતિ પણ ન હતી. મારામાં વિચાર કરવાની શક્તિ ખીલવા લાગી હતી. માતાપિતા તરફથી દરેક પ્રકારની સગવડ મળતી તેનો પૂરો લાભ હું ઉઠાવતી અને એજ સ્થિતિમાં હું સોળમે વર્ષે મેટ્રીકમાં પાસ થઇ.

બધી રીતની સગવડ હતી એટલે મારે બીજો કોઇ વિચાર કરવાનો હતો જ નહિ. હું એલફીન્સ્ટન કોલેજમાં દાખલ થઇ. પહેલે જ વર્ષે પ્રિવીયસમાં ઉપલા નંબરે પાસ થઇ. ઇન્ટરમાં હું આવી તેજ વર્ષે વડોદરા કોલેજનો એક વિદ્યાર્થી અમારી કોલેજમાં આવ્યો હતો. તે દેખાવે સામાન્ય છતાં, પહેલી જ નજરે અભ્યાસી અને બુદ્ધિમાન માલમ પડયો. અમારા વર્ગમાં કુશળ વિદ્યાર્થીઓ પૈકી હું એક ગણાતી હતી. અને વળી ' હિસ્ટોરિકલ સોસાયટી 'ની હું એક

મંત્રી હતી. વડોદરાથી આવેલો એ વિદ્યાર્થી ઇતિહાસમાં ઘણો રસ લેતો હતો એટલું જ નહિ પણ ઇતિહાસ વિષે તેનો અભ્યાસ ઘણો ઊંડો હતો. હિન્દના તેમજ વિદેશના ઇતિહાસનું તેનું જ્ઞાન એકાદ બે પ્રસંગોએ જાણીને હું તાજુબ થઇ ગઇ હતી. ઇતિહાસના વિષય તરફ મને પણ પક્ષપાત હતો એટલે, એ વિદ્યાર્થી સાથે ( હું નામ કહેવા નથી માંગતી ) મારે પરિચય થવા લાગ્યો. તેમાં બીજી ટર્મમાં 'હિસ્ટોરિકલ સોસાયટી 'ના મારા સહમંત્રીએ રાજીનામું આપ્યાથી એ જગા ખાલી પડી અને તે સ્થાને એ વિદ્યાર્થીની ચુંટણી થઇ. પરિણામે અમારો બન્નેનો પરિચય વધવા લાગ્યો. અમે બન્ને છૂટથી એકમેક સાથે બોલતાં. તે મારે ઘરે આવતો, હું તેની સાથે ક્વચિત ફરવા પણ જતી.

કોણ જાણે કેમ, પણ હું એના તરફ આકર્ષાતી જતી હતી. તેને ન જોઉં તો જાણે મને કાંઇ સૂઝતું ન હોય એમ લાગતું. અમસ્તું જ એવું થતું હશે એમ મેં પ્રથમ ધારી લીધું. પરંતુ પાછળથી મને સમજાયું કે એના તરફ મારું હૃદય ખેંચાતું હતું. તેને એમ થતું હતું કે નહિ તે પ્રથમ મારી જાણમાં ન આવ્યું પરંતુ, પાછળથી તેના વર્તન ઉપરથી મને લાગ્યું કે તે પણ મને ચ્હાય છે. આ ને આ સ્થિતિમાં દોઢેક વર્ષ વીતી ગયું.

અમે બન્ને બી. એ. માં હતાં. પહેલું વર્ષ હતું એટલે વાંચવાનું જરા છૂટથી ચાલતું પણ બીજે વર્ષે વધારે મહેનત કરવી પડી. એકાદ નબળા વિષયને અંગે મારે એ વિદ્યાર્થીની મદદ લેવી પડતી. જેમ જેમ અમારો પરિચય વધતો ગયો તેમ તેમ અમારો પ્રેમ પણ વધતો ગયો. છતાં મારે કહેવું જોઇએ કે તેણે કદિ મારા સાથે છૂટ લેવા પ્રયત્ન કર્યો ન હતો. વળી અમે બન્ને એક જ જ્ઞાતિનાં હતાં એ બીનાએ અમારા સંબંધને વધારે ગાઢ કરવા માંડ્યો હતો.

એક દિવસ વાંચી વાંચીને હું કંટાળી ગઇ હતી. તે વખતે આવીને તેણે વરલી જવાની ઇચ્છા દર્શાવી. મને ખુલ્લી હવામાં ફરવા જવાનો શોખ હતો એટલે મેં તરત જ હા પાડી અને અમે બન્ને વરલી ગયાં. સમુદ્રના ઉછળતા તરંગો નિહાળતાં અને આથમતા સૂર્યને અવલોકતાં અમે એક પત્થર પર બેઠાં.

" સુમિત્રા ! ' અસ્ત પામતા સૂર્યને હું એક ચિત્તે નિહાળી રહી હતી ત્યાં મારા ધ્યાનમાં એ શબ્દોએ ભંગ કર્યો. મેં તેના તરફ જોયું. તેની આંખમાં મને અત્યારે કાંઇ નવું જ તેજ ચમકતું દેખાયું. તેના મુખ ઉપર મને અજબ આકર્ષણ લાગ્યું. એક પળ માટે તો એ મુખ તરફ જોતાં જ મારૂં મોઢું લાલ લાલ થઇ ગયું.

' બોલો, શું છે ? ' જરા સ્વસ્થ થઇને મેં પૂછયું.

બોલતાં કાંઇ આંચકો લાગતો હોય એમ તેની જીભ મને લથડતી લાગી. પોતે શું કહેવા માંગે છે તે તેની આંખ ઉપરથી સ્પષ્ટ સમજાતું હતું. પરંતુ મારે તેની પાસેથી બોલાવવું હતું. એટલે, મેં ફરી પૂછયું: ' બોલો, શું છે ? '

જાણે હિંમત આવી હોય તેમ જરા અક્કડ થઇને તેણે કહ્યું: ' સુમિત્રા, બોલો, તમે મને ચાહો છો ? '

એનો હું શો જવાબ આપું ? મારૂં મોઢું શરમનું માર્યું લાલચોળ થઇ ગયું. મારાથી તેના મોંઢા સામું ન જોઇ શકાયું. મેં મારૂં મોઢું આડું વાળી લીધું.

' ખોટું લાગ્યું હોય તો માફ કરજો. હું તમને ચાહું છું. એટલે તમારા વિચારો જાણવા જ મેં આ પ્રશ્ન પૂછયો છે. '

મેં ભાવભરી નજરે તેની સામે જોયું અને મારા મૌનમાં સંમતિ છે એમ અમારાં બન્નેનાં હૃદયો સમજી ગયાં. બીજે દિવસે,

તેણે મારા પિતા પાસે આવીને મારા હાથની માંગણી કરી અને અમારા બન્નેના સ્નેહથી માહિતગાર મારી માતાએ સંમતિ આપતાં અમારૂં સગપણ થયું. જો કે લગ્ન તો બી. એ. થઇ ગયા પછી જ કરવાં એવું અમે નક્કી કર્યું હતું.

કોલેજમાં અમારે માટે મુંગી વાતો થતી હતી. પણ આ સગપણની જાહેરાત થયા પછી, એ વાતચીત છૂટથી ચાલવા લાગી. અમને એમાં કાંઇ વાંધો ન હતો. છેવટે અમે પરણવાનાં જ હતાં ને ! ભલે, બિચારાં અમારી મજાક કરતાં !

બી. એ. ની પરીક્ષા નજીક આવતી હતી. જલદી પરીક્ષા થઇ જાય એની અમને ઉતાવળ હતી. અમે બન્ને સારા નંબરે પાસ થવા માટે બહુ મહેનત કરતાં હતાં. પાસ થઇ ગયા પછીનાં અમારાં ભાવિ જીવનની સુખદ કલ્પના પણ અમને આવતી હતી. એમ કરતાં કરતાં પરીક્ષા આવી અને ગઇ. અમે બન્ને સેકન્ડ કલાસ ઓનર્સમાં પાસ થયાં. પરિણામ જણાયા પછી બીજે મહિને જ અમારાં લગ્ન લેવાયાં.

લગ્નની તિથિ નજીક ને નજીક આવતી જતી હતી. ભાવિ જીવનનાં સુખદ સ્વપ્નો આવ્યે જ જતાં હતાં. એમાં એક દિવસ મને બહુજ ખરાબ સ્વપ્ન આવ્યું એટલે હું વહેલી સવારમાં જ ઝબકી ઉઠી. પછી કેમે કરી મને ઉંઘ ન આવી. એ સ્વપ્નનાજ વિચારો મને આવવા લાગ્યા. સવારના પણ મારી હાલત ગમગીન રહી. મને કાંઇ ચેન પડતું ન હોય એમ લાગતું હતું. એ દિવસ જ મને ખરાબ લાગ્યો.

કાંઈ ગમતું ન હતું એટલે ગઇ મેલમાં જ આવેલી સેલ્વીયા પેંકહર્સ્ટની ' ધ સફ્રેજેટ મુવમેન્ટ ' વાંચવાની શરૂઆત કરી. અને

તે ઉપરથી સ્ત્રીસન્માનની ભાવના માટે બડાઇ મારનારા અંગ્રેજોએ સ્ત્રીઓ તરફ કેવો વર્તાવ ગુજાર્યો હતો તેના વિચાર મને આવ્યા બારડોલી અને બોરસદમાં કાયદાભંગની ચળવળ વખતે ગુજરેલા સીતમો પણ કેમ ભૂલાય ? આ બધા વિચારોના ચકડોળે, હું ચઢી તેજ વખતે મને કોઇ બહેન મળવા માંગે છે એવી બાઇએ આવીને ખબર આપી. કોણ હશે ? એમ સહેજ વિચારી, મેં તે બહેનને બોલાવવા કહ્યું એટલે તેમણે આવી, નમસ્કાર કરી, મારી નજીક ખુરસી પર સ્થાન લીધું.

એ બહેને સાદો પોશાક કલામય રીતે પહેર્યો હતો; વાને સહેજ કાળાં પણ કામણગારાં લાગતાં હતાં. અને દેખાવ સંસ્કારી હતો. ખુરસી પર બેસીને તેમણે કહ્યું:

' તમે મને નહિ ઓળખતાં હો; હું તમને તમારી કોલેજની કારકીર્દિને લઇને પરોક્ષ રીતે ઓળખું છું. મારૂં નામ પ્રફુલ્લા દેસાઇ છે. '

વડોદરા સેન્ટરમાં ઇન્ટરમાં પ્રથમ આવનાર એ બહેન હતાં એનો મને તરત ખ્યાલ આવ્યો.

' તમને જોતાં ઘણો આનંદ થયો. ' મેં વિનય બતાવ્યો.

' ઉપકાર. પણ કદાચ મારી વાતચીત સાંભળ્યા પછી, તમને આ મુલાકાત અત્યારના જેટલી આનંદદાયક નહિ લાગશે. '

મને આ શબ્દોથી આશ્ચર્ય ઉપજ્યું. તે શું કહેવા માગતી હશે ? મારી જીજ્ઞાસાવૃત્તિ સતેજ થઇ. તે શું કહેવા માંગે છે તે જાણવા મારૂં મન તલપાપડ થઇ રહ્યું.

ચ્હા કરી લાવવા માટે મેં બાઇને જણાવ્યું હતું. એટલે તે બે પ્યાલા ચ્હા લઇ આવી. તે પીતાં પીતાં તેણે વાતચીતની શરૂઆત કરી:

'હું પહેલાંથી જ તમારી માફી માંગી લઉં છું. મારી વાતચીત તમને કદાચ ધૃષ્ટતાભરી લાગશે. પરંતુ આપણી સ્વજાતિને થઇ રહેલો અન્યાય ન સહન થવાથી હું એમ કરી રહી છું.'

આવાં સંદિગ્ધ વાક્યોથી મને વધારે અધીરાઇ ઉપજી; એટલે મેં કહ્યું: 'પણ એવી શી વાત છે ?'

'તે તમને કહેવા જ હું આવી છું. નહિ, હું તમને સ્ત્રી જાતિને નામે વિનવવા આવી છું. મને ખબર પડી કે તમે મી... ને પરણવાનાં છો એટલે હું તમને વિનવવા આવી છું કે તમે એને ન પરણશો.'

હું આશ્ચર્ય પામી. જે વિદ્યાર્થી સાથે મારૂં લગ્ન નક્કી થઇ ગયું હતું, તેની સાથે મારે ન પરણવું એવી વિનતિ શા માટે કરવામાં આવતી હશે ? મને એ વિદ્યાર્થીમાં એવો કોઇ દોષ જણાયો ન હતો. વળી, અમારૂં લગ્ન કાંઇ કોઇએ ગોઠવેલું ચોકઠું ન હતું. અમારો પ્રેમ જ તેને માટે કારણભૂત હતો. પછી આ બહેન શા માટે આમ બોલતી હશે ? એટલે મેં પૂછ્યું:

'તમે એમ કયા કારણે કહો છો તે હું જાણી શકું ?"

'અલબત્ત, તે વિના તમારાં જેવાં શિક્ષિત બહેનને હું કેમ સમજાવી શકું ? ખરી વાત તો એ છે કે, એમણે, એક કુમારિકાને પરણવાનું વચન આપીએ વચનનો ભંગ કર્યો છે. હજી આ વાત વચન આપવા પૂરતી જ હોત તો કાંઇ વાંધો ન હતો. પણ વાત એટલેથી જ અટકી ન હતી. 'આપણે પરણવાના જ છીએ ને' એવી દલીલથી સમજાવીને તેણે એ કુમારિકાને ભ્રષ્ટ કરી. અને પછી, જુદી જ્ઞાતિનાં હોવાથી, બાપે ના પાડ્યાથી એ કુમારિકા આગળ પોતે નહિ પરણી શકે એમ સખેદ જણાવી દીધું.'

આ સાંભળી મારૂં મન વ્યગ્ર થઇ ગયું. જેની સાથે હું મારૂં ભાવિ જોડવાની છું તે આવો ? એક પળ માટે તો મારાથી આ

કુમારિકાની વાત મનાઇ જ નહિ. મને લાગ્યું કે કદાચ અમારાં ભાવિ સુખીજીવનમાં વિક્ષેપ પાડવાની આ યુક્તિ હશે. પણ બીજી જ પળે એ વિચાર બદલાઇ ગયો. એમ કરવામાં આ સ્ત્રીને શો લાભ ? છતાં મારૂં મન મને આ વાત માનવાની ના પાડતું હતું.

'આથી, એક કુમારિકાને વચન આપી, તેની સાથે લગ્ન પહેલાં જ છૂટ લઇ તેને આવી રીતે ત્યજી દેવામાં, એ કુમારિકાનું જ નહિ, સમસ્ત સ્ત્રીજાતિનું અપમાન છે. એટલે જ હું આપને વિનતિ કરૂં છું કે તમે એની સાથે લગ્ન ન કરશો. પોતાની ભૂલના પ્રાયશ્ચિત્ત રૂપે એણે અપરિણિત જ રહેવું જોઇએ.'

હું મુંઝાઇ. આ વાત સાચી જ હોય તો તેણે ગંભીર ભૂલ કરી છે અને સ્ત્રીજાતિને ભારે અન્યાય કર્યો છે એમ મને લાગ્યું. પણ કોણ જાણે કેમ, મારૂં દિલ તેના તરફ આકર્ષાયલું હોવાથી મને આ વાતમાં શંકા થવા લાગી. એટલે ખાત્રી કરવા માટે મેં પૂછયું: 'હું એ કુમારિકાને મળી શકું ? તેને મોંઢેથી વાત સાંભળ્યા પછી જ હું આ સંબંધમાં વિચાર કરી શકું.'

'હું પોતેજ એ કુમારિકા છું. મિ...... પ્રીવીયસમાં વડોદરા હતા. તે વખતે હું પણ પ્રીવીયસમાં જ હતી. અને અમારે બન્નેને પરિચય પડતાં ઉપલો પ્રસંગ બનવા પામ્યો હતો. અને મને લગ્નની ના પાડયા બાદ મી...અત્રેની કોલેજમાં જોડાયા હતા.'

તે વખતે કાંઇ પણ નિર્ણય કરી નાખવામાં મને ઉતાવળ લાગી એટલે મેં કાંઇ પણ સ્પષ્ટ જવાબ આપ્યો નહિ.

'આ સાચી પરિસ્થિતિ છે. તમારાં જેવાં શિક્ષિત બહેન આ બાબતનો બરાબર વિચાર કરી સ્વજાતિને શોભે એવું પગલું લઇ શકે એમ છે. બસ, આથી મારે કાંઇ વિશેષ કહેવું નથી. હું રજા લઉં છું.' એટલું કહી એ બહેન જવા માટે ઉઠયાં મેં તેમને કોઇક કોઇકવાર મળવા આવવા જણાવ્યું.

[ ૩ ]

પ્રફુલ્લા દેસાઇના જવા પછી, મને તેના જ વિચારો આવવા લાગ્યા. પુરૂષો આટલી હદે જઇ શકે છે ? એ બન્નેના સંબંધની સમાજને જાણ પડે તો પ્રફુલ્લાની શી સ્થિતિ ? આ વિચાર આવતાં જ મારૂં હૃદય કમકમી ઉઠ્યું. આ બાબતનો ખુલાસો જેમ બને તેમ જલદી મેળવવાનું મેં નક્કી કર્યું.

સાંજે, નિયમ મુજબ અમે બન્ને ફરવા નીકળ્યાં. સવારથી જ મારૂં મન આજે ગમગીન હતું અને તેમાં પ્રફુલ્લાની મુલાકાતે વધારો કર્યો હતો. સદાની હસતી મને આવી ગમગીન જોઇને તેણે પૂછ્યું:

‘ સુમિ, કેમ આજે ગમગીન છે ? હવે તો આપણા સુખના દિવસો નજીક આવી રહ્યા છે. ’

‘ મને એથી જુદું જ લાગે છે. ’

‘ એવું શું બોલે છે ? ’

‘ હું સાચું જ બોલું છું. તમારી પાસે મારે કેટલીક બાબતનો ખુલાસો મેળવવો છે અને એ ખુલાસા ઉપર જ આપણાં ભાવિ સંબંધનો આધાર છે. ’

‘ એવું તે શું છે ? ’

‘ તે જ કહું છું. મહેરબાની કરી સાચી જ વાત કહેશો. તમે વડોદરા કોલેજવાળાં પ્રફુલ્લા દેસાઇને ઓળખો છો ? ’

પ્રફુલ્લા નામ સાભળતાં જ તેનું મોઢું ઉતરી ગયું.

‘ હા. ’ ધીમેથી તેણે જવાબ આપ્યો.

‘ તમે તેને પરણવા વચન આપ્યું હતું ? ’ મેં બીજો પ્રશ્ન પૂછ્યો.

‘ હા, પણ મારા ..’

‘ મારે પણ...નથી સાંભળવું. પૂછું છું એટલો જ ખુલાસો કરવા કૃપા કરશો. ’ મેં તેને આગળ બોલતાં અટકાવીને કહ્યું.

'એ વચનને બળે, તમે પરણતાં પહેલાં જ તેની સાથે છૂટ લીધી હતી ?' મેં ત્રીજો પ્રશ્ન પૂછ્યો. એ પ્રશ્નથી તો તેનું મોઢું તદ્દન ફિક્કું પડી ગયું. જાણે શરીરમાં લોહી જ નહિ હોય એવું શ્વેત થઇ ગયું. થોડીવાર સુધી મારા પ્રશ્નનો કોઇ જવાબ ન મળ્યો એટલે મેં આગળ ચલાવ્યું.

'અને એ પછી, તમે કાયર બની તેને પરણવાની ના પાડી. એ કુમારિકાનાં ભાવિનો તમને જરા પણ વિચાર ન આવ્યો અને તમે વડોદરાથી રાત્રે ભાગી આવ્યા. એક સ્ત્રીને અન્યાય કર્યો છે એનું જરા પણ ભાન રાખ્યા વિના, મારી સાથે સ્નેહ બાંધ્યો. હું કબૂલ કરૂં છું કે હું પણ તમારા તરફ આકર્ષાઇ. પરંતુ, મને આની કલ્પના ન હતી. હવે હું તમને કહી દઉં છું કે આપણો સંબંધ અત્રે પૂરો થાય છે.'

'સુમિ જરા ઉતાવળ......'

'ઉતાવળ ? નહિ, ઉતાવળ નથી. આ બધું સમય સર જ થાય છે. હજી આપણે લગ્નગ્રંથિથી જોડાયાં નથી તે પહેલાં જ આમ બને છે એ સારૂં છે. ચાલો સાહેબજી !' એટલું કહીને હું ત્યાંથી ઉઠી ગઈ અને મોટરમાં બેસી ઘરે આવી ગઇ. તે દિવસની આખી રાત્રી મેં રડી રડીને કાઢી.

બીજે દિવસે બધી સ્થિતિનો ખુલાસો કરતી લાંબી ચીઠ્ઠી તેણે મારા પર મોકલી. પોતે છેવટે એ ભૂલ માટે પસ્તાવો કરી પ્રફુલ્લાની માફી માગવા સુદ્ધાં તૈયારી બતાવી. પણ મેં જવાબમાં ટુંકામાં જણાવી દીધું કે, 'આપણો સંબંધ પૂરો થયો. હવે કૃપા કરી પત્ર ન લખશો.'

ત્રણ મહિના પછી મને ખબર પડી કે જ્ઞાતિની એક છોકરી સાથે તેણે લગ્ન કર્યું છે. એ ખબર સાંભળતાં જ મને પુરૂષનો પ્રેમ કેવો ક્ષણિક છે તેનો ખ્યાલ આવ્યો અને મેં અપરિણિત રહેવા નિર્ણય કર્યો. સમજી ! હવે હું કેમ ન પરણી ?"

તારનું ઠેકાણું :
NOTECASE

ટેલીફોન— હેડ ઓફીસ : ૨૪૩૯૨
શો રૂમ : ૨૬૪૭૦
ધારાવી કારખાનું : ૮૯૦૭૦

# ગોલ્ડ ફીલ્ડની નવી શોધ.

## ફાઇબરની એટેચી અને સુટ કેસ



કીંમતમાં સસ્તી, વજનમાં હલકી, ટકાઉ, મજબુત, રેલ્વેના લગેજમાં બચાવ, બચ્ચાંઓ અને સેલ્સમેનોને ખાસ ઉપયોગી, એક વખત જોઇ જવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

# ધી ગોલ્ડ ફીલ્ડ લેધર વર્કસ.

ડ્રેસીંગ કેસ, સુટ કેસ, ડોકયુમેન્ટ કેસ, કેબીન ટ્રંક, કીટ બેગ, હેન્ડ બેગ, વીગેરે તૈયાર મળશે તથા લેધર અને કેનવાસ ગુડસનું રીપેરીંગ કામકાજ તદ્દન નવા જેવું વ્યાજબી ભાવથી તરતજ બનાવી આપવામાં આવશે.

**બુટ, સુઝ અને ચંપલ ડીપાર્ટમેન્ટ.**

પીરભાઇ બીલ્ડીંગ સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪.

શોરૂમ:—૧૫૮-૧૬૦-૧૬૨, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

**બ્રાંચ** } ૧૭૨, અબદુલ રહેમાન સ્ટ્રીટ, સેંટ્રલ બેંકની બાજુમાં,
સ્વદેશી મારકીટ, શમી ગલી, બાબુ ગેનૂ રોડ, મુંબઇ.

# હૈયાસૂની

આજે જ શેઠ મનોરદાસને ખબર પડી કે, કુસુમને પરણવામાં તેમણે ભૂલ કરી હતી. તેમને ખાત્રી થઇ કે તેમની દશ લાખની મિલ્કત કે હીરામોતીનાં દાગીનાથી કુસુમ લલચાય એમ નથી. શેઠાઇગિરિથી ટેવાઇ ગએલો તેમનો મિજાજ ઘડીભર કુસુમને ઠેકાણે લાવવા તત્પર થઇ જતો; ગમે તે ભોગે કુસુમને ઠેકાણે લાવવા તેઓ રૂઆબથી કુસુમના ઓરડામાં જતા, પણ કુસુમને જોતાં જ તેમના મિજાસનો પારો નીચે ઉતરી જતો. બે વર્ષ ઉપર ગુજરી ગએલી તેમની પુત્રી નજર સામે તરી આવતી અને કુસુમને દબાવવાનો મક્કમ નિર્ણય કરીને આવેલા શેઠ મનોરદાસ બે ચાર બોધવચનો કહી, આર્યસતિઓનાં ચરિત્રોની યાદ આપી, ત્યાંથી ચાલ્યા જતા.

કુસુમ સાથે લગ્ન કર્યે એક વર્ષ જેટલો સમય થઇ ગયો હતો, પરંતુ, શેઠ કુસુમનું મન જીતી શક્યા ન હતા. પરણીને તરત જ સાસરે આવેલી કુસુમ, મનોર શેઠની અતુલસંપત્તિની સ્વામિની બની હતી, પરંતુ એ સર્વ સંપત્તિથી તે ડરતી હોય, એ સર્વ સંપત્તિ તેને ખાવા ધાતી હોય તેમ, કુસુમ તે સર્વથી દૂરની દૂર રહેતી. કૌમાર્યથી પ્રફુલ્લ કુસુમ ખીલેલાં ફૂલ જેવી રહી હતી. અને તેથી કુસુમને જોતાં શેઠના વિચારો ચગડોળે ચઢવા માંડતા. પણ દૃષ્ટિ સ્થિર થતાં તેઓ પાછા ઠેકાણે આવી જતા.

બે વર્ષનો નાનો બાળક મૂકીને શેઠ મનોરદાસનાં બીજાં પત્ની ગુજરી ગયાં, તે વખતે શેઠની ઉમર ૫૫ વર્ષ જેટલી હતી. છતાં, ગર્ભશ્રીમંતાઇ અને વૈભવમાં ઉછરેલા શેઠના શરીરને લીધે તેઓ ૫૫ વર્ષની વયના છે એવું ભાગ્યે જ કોઇની કલ્પનામાં આવી શકતું. માથાનો કોઇક કોઇક વાળ ક્વચિત ધોળો થએલો જણાતો તો કેશકલપ લગાવીને તેને એકદમ કૃષ્ણવર્ણો બનાવવાનું તેઓ ચૂકતા નહિ. ઇશ્વરકૃપાથી તેમના દાંત બધાય જળવાઇ રહ્યા હતા અને નિયમિત જીવનને પરિણામે, તંદુરસ્તી પણ જળવાઇ રહી હતી. એટલે ૫૫ વર્ષના શેઠ સામાન્ય નજરે ચાળીસેકની વયના લાગતા અને શેઠના પ્રશંસકો તો તેમને ત્રીસ–પાંત્રીસથી ભાગ્યે જ વધારેની વયના લેખાવતા.

આ ઉમરે શેઠને ઘરભંગ થવાનો પ્રસંગ આવ્યો તેથી, શેઠ ખિન્ન થયા; તેમાં વળી, બે વર્ષનો બાળક પણ હતો. તેમની પ્રથમ પત્નીથી થએલી પુત્રી, પંદર વર્ષની વયે તરતમાં જ મરણ પામી હતી. તેને ધામધૂમથી પરણાવવાની શેઠની ઉમેદ બર આવ્યા વિનાની રહી ગઇ હતી. એટલે, શેઠને એકદમ જીવનપર વૈરાગ્ય આવી ગયો હોય એમ લાગ્યું. પણ પત્નીના ગુજરી ગયા પછી, પાંચેક દિવસે જ, તેમનો એ સ્મશાનવૈરાગ્ય ઓછો થઇ ગયો અને સગાંસંબંધીઓના અત્યંત આગ્રહથી, માત્ર બે વર્ષના બાળકને ખાતર શેઠે ફરી લગ્ન કરવાનું સ્વીકાર્યું. શેઠના એક જ્ઞાતિમિત્રે યોગ્ય કન્યા શોધી લાવવાનું માથે લીધું.

" આ ઉમરે પરણવું ? " શેઠને કોઇકવાર વિચાર આવતો પણ એ વિચારની સાથે જ મનમાં કોઇ અકલ્પ્ય લાગણી થઇ આવતી અને તે લાગણીના જોર આગળ એ વિચાર મનમાં ઝાઝો વખત

રહેવા પામતો નહિ. એટલામાં એ વર્ષના બાળકનો રડવાનો અવાજ જો કાને અથડાય તો પરણવાની તરફેણમાં શેઠના વિચારોનું ત્રાજવું નમી જતું. કદિક તો જાણે કોઇ નવોઢા ઘરમાં આવી બેસી ગઇ ન હોય એવી ભાવનામાં શેઠ રાચી ઉઠતા.

એક સમય એવો હતો કે, જ્યારે પરણવાના ઉમેદવારે ભયંકર કસોટીમાંથી ઉતરીને પોતાની ભાવિ વધુનો સ્નેહ જિતવો પડતો: એક સમય એવો હતો કે, કન્યા જાતે જ પોતાના પતિની પસંદગી કરતી; એ સમય બદલાતો જાય છે અને માબાપ જ પુત્રી માટે પતિની પસંદગી કરી લે છે. એમાં જો સમજુ માબાપો હોય છે તો પુત્રીને યોગ્ય વરની તપાસ કરે છે; તેનાં ગુણઅવગુણની ખાત્રી કરે છે અને પછી જ તેનો સ્વીકાર કરે છે. આજે હવે બધા ગુણો પૈસામાં જ આવી વસ્યા છે એમ મનાય છે. પુત્રીને ઘરે કોઇ વાતનું દુઃખ ન હોય, તેને જે જોઇએ તે મળતું રહે, એવી સ્થિતિ માબાપો પુત્રીને માટે અનુરૂપ લેખે છેઃ પછી ભલે, જેની સાથે જીવન ગાળવાનું હોય, જેની સાથે સુખઃદુઃખમાં ભાગ લેવાનો હોય, તે જીવનની ચાલુ મર્યાદાને કાંઠે કેમ પહોંચી ગયો ન હોય ! પુત્રીનાં હૈયાંનો, પુત્રીના જીવનનો આ દૃષ્ટિએ ઘણાં થોડાં માબાપો વિચાર કરી શકે છે, કે કરે છે.

આથી કુસુમ માટે, શેઠ મનોરદાસ તરફનું માંગુ થયું ત્યારે, કુસુમના પિતાનો હર્ષ હૈયાંમાં માયો નહિ. તેમણે કાંઇ પણ વિચાર કર્યાં વિના માંગુ સ્વીકારી લીધું અને પત્નીને વધામણી આપી દીધી. સોળ વર્ષની થએલી કુસુમ માટે, વરની શોધમાં પડેલા માબાપે, જાણે ઇશ્વરે જ તેમની સામે જોઇને આવો સંપત્તિવાન પતિ મેળવી આપ્યો ન હોય, એટલો સંતોપ અનુભવ્યો. પણ એ વાત સાંભળતાં જ કુસુમનું હૈયું રડી ઉઠયું. એક જ્ઞાતિના હોવાથી,

તે શેઠ મનોરદાસને ઓળખતી હતી. શેઠની મૃત પુત્રી સાથે બહેનપણાં હોવાથી, તેને શેઠને ત્યાં જવાના પ્રસંગો પણ પડતા. એટલે પિતાએ આ માંગુ સ્વીકાર્યાની ખબર પડતાં જ તેની આંખમાંથી આંસુ સરી પડયાં. તેને વિચાર આવ્યોઃ " બાપ જેવો લાગતો પતિ મારે પનારે ક્યાં પડયો ! "

તે જ રાત્રે કુસુમે માતાને જણાવી દીધું કે પોતાને આ સારૂં પસંદ નથી. કેમ પસંદ નથી ? એની માતાને સમજ ન પડી. એટલે તેણે પૂછ્યુંઃ " કેમ, શું ખોટું છે ? આવું ઘર તને ક્યાં મળવાનું હતું ? "

" મારે ઘરને શું કરવું છે ? મારે તો વર જોઇએ છે. " કુસુમે સ્પષ્ટ રીતે, અને નિડતરતાથી જવાબ આપ્યો.

" તે વર પણ શો ખોટો છે ? શેઠ મનોરદાસ જેવો પતિ મળે તો ખોટું શું છે ? "

" શું ખોટું છે ? બા, તું આમ કહે છે ? મારી અને તેમની વયનો કાંઇ વિચાર કર્યો ? "

" ગાંડી રે ગાંડી ! એવા નકામા વિચાર શાના કરે છે ? શેઠનું વય આમ મોટું છે પરંતુ, હજી તો પચ્ચીશ વરસના જુવાન જેવા લાગે છે ! એવા ખોટા વિચાર ન કરીએ દીકરી ! "

વયનાં રહેલાં વિષમ અંતરની સમજ, કુસુમ, માતાને કેવી રીતે પાડે ? કુસુમના વિરોધને માતાએ એમ જ ઉડાવી દીધો. માતાએ પિતાને કાંઇક અણસારો કર્યો પણ તેય આખી વાત ગળી ગયા.

કુસુમ સમજી કે આમાં કાંઇ વળે એમ લાગતું નથી. છેવટે એ જ વર્ષમાં લગ્ન કરવાનું નક્કી ઠર્યું. એટલે કુસુમે એકવાર ફરીથી, માતા આગળ પોતાનું હૈયું હળવું કર્યું. પણ પુત્રીના

વિરોધનું કારણ જ માતાની સમજમાં આવી શકયું નહિ. એક વખતે જરા સખ્તાઇ વાપરીને કુસુમે પરણવાની સ્પષ્ટ શબ્દમાં ના પાડી. એટલે માતાએ આખો દિવસ રડયા કર્યું: "આટલાને ખાતર અમે તને મોટી કરી; આટલાને ખાતર તને અમે ભણાવી. તે દીકરી આજે અમારાં નામ બોળવા બેઠી છે!" આવા આવા વાકયો ઉપરાંત બીજે લાયક મુરતીઓ કયો છે તે શોધી લાવવા પણ દીકરીને માતાએ સંભળાવી દીધું.

અને વાત સાચી હતી. જ્ઞાતિમાં કુસુમને લાયક કોઇ વર જણાતો ન હતો. કોઇ નજર ઠરે એવો છોકરો જણાય તો તે ભણેલો ન હોય; કોઇ ભણેલો જણાય તો તેને ખાવાનાં સાસાં જેવી સ્થિતિ હોય; આમ કેટલાય વર શોધી શોધીને માબાપ થાકયાં હતાં. એટલામાં શેઠ મનોરદાસ વિધુર થયા અને કુસુમ માટે અણમૂલી તક મળી હોય એવું લાગ્યું. ઇશ્વરે જ સામે જોયું, એમ કુસુમના માતાપિતા માનવા લાગ્યાં.

કુસુમ સમજી ગઈ કે, માતાપિતા કોઇ રીતે સમજવાના નથી. તેમને ગળે તેની વાત ઉતરવાની નથી. અને માબાપ પ્રત્યેના પ્રેમને લીધે, તેમજ મર્યાદિત સામાજીક વાતાવરણમાં રહેલી હોવાથી, તેનામાં બીજું કોઇ પગલું ભરવાની હિંમત ન હતી. કદિ આ ઘરમાંથી ભાગી જવાની તેને ઇચ્છા થતી, પણ પછી શું, એ વિચારે તે કંપી ઉઠતી અને એ વિચાર પડતો મૂકતી. આ સ્થિતિમાં તેણે જે બને તે ખરૂં, કરીને મન વાળ્યું. પણ તેના મુખ ઉપરનો આનંદ ઉડી ગયો. તે જાણે કરમાવા લાગી.

આને આ સ્થિતિમાં તેનું લગ્ન થયું. દશલાખની સંપત્તિની તે સ્વામિની બની; તે શેઠાણી બની. પણ તેના મુખ ઉપર આનંદની સુરખી સરખી પણ દેખાઇ નહિ. આખીય લગ્નક્રિયામાં

એક હાલતી ચાલતી પૂતળી જેમ તેણે ભાગ લીધો. ન હતો તેનામાં કાંઇ ઉલ્લાસ, કે ન હતો તેનાં હૈયાંમાં કાંઇ ઉમંગ. સાચું કહીએ તો તેનું હૈયું ઉંડુ ઉંડુ રૂદન જ કરી રહ્યું હતું. આ જ સ્થિતિમાં માતાપિતાનું ઘર છોડી તે પતિગૃહે આવી. ચોધાર આંસુડે માતાપિતાનું ઘર છોડયું; એવી જ આંસુ નીગળતી આંખોએ તેણે સમાજે સ્થાપેલા પતિગૃહે પ્રવેશ કર્યો. કુસુમ માત્ર કુસુમ ન રહી; કુસુમ, કુસુમ શેઠાણી બની.

મનોરદાસ શેઠનો હર્ષ હૈયે માતો ન હતો. આટલી ઉમરે ઘરભંગ થયા પછી પણ, કુસુમ જેવી ફૂટડી પત્ની મેળવવા તેઓ ભાગ્યશાળી થયા તેથી તેમનું મન આનંદમાં નાચવા લાગ્યું. લગ્નની ધમાલમાંથી ક્યારે નિવૃત્તિ મળે, અને કુસુમ સાથે નિરાંતે બેસે, એવા વિચાર તેમને આવવા લાગ્યા. તે સાથે પહેલા બે પ્રસંગોએ ભોગવેલી મોઝમરાતની યાદ પણ તેમને આવવા લાગી. પ્રથમ પ્રસંગનું સ્મરણ થતાં શેઠ કોઇક નવા જ પ્રકારની લાગણી અનુભવવા લાગ્યા; તેમનું મોઢું મલકમલક થવા લાગ્યું.

અને એ પ્રસંગ આવી પહોંચ્યો. લગ્ન પ્રસંગે આવેલાં સ્નેહી સંબંધીઓને શેઠ આજે સવારે જ વિદાય આપી ચૂકયા હતા. કુટુંબીજન જેવું કોઇ બીજું આખા ઘરમાં હતું નહિ, એટલે, કુસુમ શેઠાણી અને બાબા માટે રાખેલી નર્સ, ઉપરાંત ઘરના નોકર ચાકરો સિવાય બીજું કોઇ ઘરમાં રહ્યું નહિ. કેટલા દિવસે શેઠે નિરાંતનો શ્વાસ લીધો. નોકર ચાકરોથી ભરેલાં ઘરમાં પણ આવેલા મહેમાનોની કાળજી રાખવાનો ભાર પોતાને માથે રાખવાની શેઠને ટેવ પડી ગઇ હતી.

આટલા દિવસ સગાંસંબંધીઓથી ભરેલાં ઘરમાં કુસુમને કાંઇ

એકલવાયું લાગ્યું ન હતું. અજાણપણાનો ડોળ કરીને, આટલા દિવસ કુસુમ બીજાં સગાંસંબંધીઓમાં જ વિંટળાયલી રહી અને એ રીતે શેઠ સાથે વાત કરવાના પ્રસંગને તેણે ટાળી દીધો હતો. પણ હવે ? હવે ઘરમાં નર્સ સિવાય બીજું કોઇ રહ્યું ન હતું. હવે ઘરની સ્વામિની તે જ બની હતી. તેને જ ઘરની સંભાળ રાખવાની હતી. આ બધું વ્યાવહારિક કાર્ય તેણે ઝડપભેર સંભાળી લીધું. પણ કોઇ અકલ્પિત ભયથી તે ડરતી હોય એમ તેના મુખ તરફ જોનારને લાગ્યા વિના રહેતું નહિ.

કોઇ ને કોઇ બહાને શેઠ મનોરદાસ ઘરમાં કુસુમ હોય તે સ્થળે આવતા પણ કુસુમ નહિ તેમની સાથે બોલતી કે નહિ કાંઇ વાત કરતી. શેઠ એને સ્વાભાવિક શરમ લેખતા; અને કામ હોય કે કાંઇ જોઇતું હોય તો તે કરી પેઢીએ પાછા જતા. આખો દિવસ આ રીતે પસાર થયો.

રાત્રે આઠ વાગ્યે પેઢીએથી શેઠ પાછા ફર્યા ત્યારે તેઓ ખૂબ આનંદમાં હોય એમ કુસુમને લાગ્યું. આનંદનું કારણ ન સમજી શકે એટલી કુસુમ બોથડ ન હતી; પરંતુ એજ આનંદ, કુસુમનાં હૈયાને વલોવી રહ્યો હતો. કુસુમનું હૈયું એ આનંદની કલ્પના કરતાં જ રૂદન કરતું હતું. ઘડીભર કુસુમને ચક્કર આવતાં હોય એમ લાગ્યું એટલે તે પોતાના ઓરડામાં જઇ બેઠી. કોણ જાણે કેમ, તેનાથી રડી પડાયું: તેની આંખોમાંથી ચોધાર આંસુ પડવા માંડયાં. છૂટથી તેણે રડી દીધું એટલે હૃદયનો ભાર કાંઇક હલકો થયો. આંસુ લુંછી, મોઢું ધોઇ તે પાછી આવી. રસોડામાં થાળી પીરસવાની મહારાજને વરદી આપી.

શેઠ જમવા માટે પાટલા ઉપર બેઠા; એક જ પાટલો માંડેલો હતો એટલે તેમણે સ્વાભાવિક રીતે જ પૂછ્યું:

"કેમ, તમે સાથે જમવા નહિ બેસો ?" શેઠે કુસુમને મોટે નામે બોલાવી.

"હું પછી જમી લઇશ." એટલા ટુંકા ઉત્તરમાં જ શેઠનું સમાધાન થઇ ગયું. અને પછી, શેઠ જમી રહ્યા અને પાન ખાઇ દિવાનખાનામાં જઇ છાપું વાંચવા બેઠા ત્યાં સુધી, કુસુમના મોઢાંમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહિ. ભાવે તેવું થોડું જમી લઇ કુસુમ પોતાના ઓરડામાં ચાલી ગઇ.

ગપ્પાં મારવા આવેલા મિત્રો સાથે વાતોના તડાકા મારવામાં અગીઆર થઇ ગયા. છતાં, મિત્રો ઉઠવાની કાંઇ તૈયારી કરતા ન લાગ્યા. એટલે શેઠે બગાસું ખાઇ, તેમને ચાલ્યા જવાની આડકતરી સૂચના આપી દીધી. એ સૂચનાનું પાલન થતાં જ શેઠ પોતાના શયનગારમાં આવી પહોંચ્યા. આમતેમ આખા ઓરડામાં નજર ફેરવી પણ કુસુમ ક્યાંય જણાઇ નહિ એટલે 'હમણાં આવશે' ધારીને શેઠ સોફા ઉપર બેઠા અને તાજાં જ આવેલાં અંગ્રેજી માસિકો ઉથલાવવા મંડ્યા. આમ અર્ધા કલાક સુધી રાહ જોવા છતાં, કુસુમનાં દર્શન ન થયાં એટલે શેઠનો જીવ અધીરો બન્યો. શરમની મારી કુસુમ ત્યાં નહિ આવી હોય એમ ધારીને તે કુસુમના ઓરડા તરફ ગયા. ઓરડાનું બારણું વાસેલું હતું. ખાલી જ હશે ધારીને શેઠે તે ખોલવા પ્રયત્ન કર્યો પરંતુ અંદરથી આગળો મારેલો હતો એટલે તેમણે ટકોરા માર્યા.

કુસુમ અંદર જાગતી જ હતી. તેને ઉંઘ પણ આવતી નહતી. કાંઇ વાંચવાનું પણ સુઝતું નહતું. આજની રાત્રિ જ જાણે તેને માટે ભયંકર બની હોય એમ લાગતું હતું. બારણા પર ટકોરા પડતાં જ તે ચમકી. શેઠ જ હશે એવી તેને ખાત્રી થઇ. છતાં તેણે પૂછ્યું: "કોણ ?"

કુસુમ નિરૂત્તર રહી. એટલે શેઠે વળી પૂછ્યું: " શું થાય છે, વહાલી ? " છતાં કુસુમે કાંઇ ઉત્તર ન આપ્યો.

થોડીવાર બન્ને શાન્ત રહ્યાં. બાદ કુસુમ કાંઇક સ્વસ્થ થએલી લાગી એટલે શેઠે ફરી પૂછ્યું: " શું થાય છે, કુસુમ ? "

" મને કાંઇક થાય છે. કૃપા કરી તમે અહીંથી જાવ; હું સુઇ જવા માંગું છું. ઉંઘ આવતાં મને ઠીક થઇ જશે. " કુસુમે હિંમત કરીને કહ્યું.

" દાકતરને બોલાવું ? " શેઠે વધારા પડતી કાળજી બતાવી.

" ના; હું સુઇશ એટલે આરામ થશે કૃપા કરી તમે હમણાં જાવ. "

થોડીવાર વિચાર કરતાં શેઠને લાગ્યું કે, કુસુમને શાન્તિથી સુવા દેવી જોઇએ. એટલે, " રાત્રે જરૂર પડે તો મને બોલાવજે " કહીને શેઠ ઓરડામાંથી બહાર નીકળ્યા. બારણાંને જોસભેર આગળો દેવાનો અવાજ શેઠને કાને અથડાયો. શેઠ પથારીમાં પડયા પણ કેટલોય સમય સુધી ઉંઘ ન આવી એટલે તેમણે પથારીમાં આળોટયા કર્યું:

બીજી સવારે ઉઠતાંની સાથે જ શેઠે કુસુમની તબીયત વિષે પૂછપરછ કરતાં "ઠીક છે," એવો ટુંકો જવાબ મળ્યો. દિવસ પાછો હમેશ મુજબ પસાર થયો.

બીજી રાત્રે પણ કુસુમ તેના ઓરડામાં જ રહી આગલા દિવસના ચેતેલા શેઠ આજે સિધા જ કુસુમના ઓરડામાં આવી પહોંચ્યા. કુસુમ સોફા પર બેસીને ટોલસ્ટોયકૃત " સ્ત્રી અને પુરૂષ " વાંચી રહી હતી. શેઠે ધીમેથી આવીને તેની પાછળ જ બેઠક લીધી. વાંચવામાં મગ્ન થએલી કુસુમને શેઠના આગમનની ખબર પણ ન પડી.

વાંચતી કુસુમને શેઠ ઘડીભર જોઇ રહ્યા. વિજળીના લેમ્પનો

પ્રકાશ કુસુમનાં મોઢાં પર પડતો હતો. ખીલેલાં ગુલાબ જેવી લાલી કુસુમના ગાલ ઉપર તરવરતી શેઠે જોઇ. થોડીવાર સુધી કુસુમનાં સૌન્દર્યનું આમ મૂક અવલોકન કર્યો પછી, શેઠ કુસુમની નજીક ખસ્યા અને વાંસા પર હાથ મૂકી બોલ્યાઃ

"કુસુમ, વ્હાલી, આજે કેમ છે ?"

સ્પર્શ થતાં જ કુસુમ ચમકી, અને તરત જ ત્યાંથી ખસી ગઇ. ગઇ કાલના જેવો જ ભય આજે તેના મુખ ઉપર તરવરી ઉઠયો પરંતુ થોડીવારે તે સ્વસ્થ થઇ અને સામેની ખુરસી પર બેસી ગઇ.

"આમ મારાથી ભાગે છે કેમ, વ્હાલી ! આમ આવ !" શેઠે કુસુમને પાસે લેવા હાથ લંબાવ્યો.

કાલના કરતાં આજે, કુસુમ, કાંઇક ઓછી ભયભિત લાગતી હતી. તેનામાં હિંમત આવી હોય એમ લાગ્યું. શેઠે ધાર્યું કે, શરમ ઓછી થવા લાગી છે. લંબાવેલા હાથને કુસુમે એમ જ લંબાવેલો રહેવા દીધો; એટલે શેઠ બોલ્યા ! "આમ કયાં સુધી શરમ રાખીશ વ્હાલી !"

છતાં કુસુમ તરફથી કાંઇ ઉત્તર ન મળ્યો એટલે શેઠ કુસુમની નજીક જવા ઉભા થયા. તરત જ કુસુમે, કહ્યું:

"તમે કૃપા કરી ત્યાં જ બેસી રહેજો. મને સ્પર્શ કરશો નહિ."

"એમ કેમ કરે છે કુસુમ ?"

"હું ઠીક જ કરૂં છું."

"પણ એનો કાંઇ અર્થ ?"

"એનો અર્થ સમજો તો સ્પષ્ટ છે." કુસુમનું એ કહેવું શેઠ કાંઇ સમજ્યા નહિ. તેમણે કુસુમને સ્પર્શવાનો પ્રયત્ન કર્યો એટલે કુસુમે જરા દૂર ખસી જઇને કહ્યું:

"જો તમે તમારો ઘરસંસાર સુખી જોવા ચાહતા હો તો મને સ્પર્શ કરશો નહિ; મને અહીં એકલી જ રહેવા દો." કુસુમ શું બોલે છે તે શેઠ હજી પણ સમજ્યા નહિ.

"પણ તું કહેવા શું માંગે છે ? આવા ગાંડાં શું કાઢે છે ? જરા પાસે આવ, એ મીઠી વાત તો કર, આમ મારાથી દૂર કેમ ભાગે છે ?"

"મને તમારો બહુ ભય લાગે છે; કૃપા કરી તમે અહીંથી જાવ. મને એકલી જ પડી રહેવા દો."

કુસુમ તું શું કહે છે ? તને મારો ભય લાગે છે ? અરે એવો ભય રાખવાનો હોય ? હું તો તારો પતિ."

"હા, એટલે જ મને ભય લાગે છે."

"અરે રે ગાંડી, એમ શું કરે છે ?" શેઠની ધીરજ ખૂટતી હોય એમ લાગ્યું.

કુસુમના વર્તનથી શેઠ મુંઝાવા લાગ્યા. તે આમ કેમ કરે છે તે સમજી ન શક્યા. કુસુમ પર તેમને ચીઢ ચઢી પણ તેમનો અનુભવ તેમની વ્હારે ધાયો અને તેમણે મિજાસને કાબુમાં રાખ્યો. કુસુમ નાદાન છે એમ માનીને તેમણે સમજાવટનો પ્રયોગ ચાલુ રાખ્યો.

"કુસુમ, જો, આ હાર તને ગમે છે કે ?" શેઠે ખમીસની અંદર પહેરેલા બદનમાંથી એક લાંબી ડબ્બી કાઢી અને તેમાંથી ચંદનહાર કાઢ્યો. પ્રથમ રાત્રિની ભેટ તરીકે, શેઠે આ હારની તાજેતરમાં ખરીદી કરી હતી. શેઠને લાગ્યું કે કુસુમની શરમ હવે દૂર થઇ જશે.

"મારે તમારો હાર નથી જોઇતો. અને હું હવે સ્પષ્ટ કહી દઉં છું. મારે તમારો આ બધો વૈભવ પણ નથી જોઇતો. હું

તમારી પાસે એટલી જ માંગણી કરૂં છું કે, તમે મને અહીં એકલી રહેવા દો. બસ, મારી એટલી ઇચ્છા માન્ય કરશો તો હું તમારો જીવનભર આભાર માનીશ. ”

શેઠની આંખ હવે ઉઘડી ગઇ. કુસુમ શું ઇચ્છે છે તે શેઠ સમજી ગયા. ઘડીભર તેમને ગ્લાનિ થઇ આવી. પણ તે પાછા, ઠેકાણે આવી ગયા.

“ કુસુમ, એમ થાય, વ્હાલી ! જો ઘણો સરસ હાર છે. આખા બજારમાં આની જોડી મળે એમ નથી. ”

“ મારે એ નથી જોઇતો. ” એટલું કહી કુસુમ ત્યાંની ત્યાં જ બેસી રહી.

હવે શેઠનો મિજાજ હાથમાં ન રહ્યો. અત્યાર સુધી તેમણે જેમ તેમ મિજાજ કાબુમાં રાખ્યો હતો. તે એકદમ ક્રોધિત થઇ ગયા અને ડોળા કાઢીને બોલ્યાઃ

“ એટલે, તું શું કહેવા માંગે છે ? હું તારો પતિ છું એટલો પણ ખ્યાલ નથી કે ? ”

“ છે; સમાજદૃષ્ટિએ તમે મારા પતિ હશો; પણ મારે મનથી તો હું તમારી પુત્રી જ છું. ”

“ શું ગમે તેમ લવે છે ? જરા બોલતાં વિચાર થાય છે કે નહિ ? ” શેઠે વધારે છંછેડાઇને કહ્યું.

“ હું વિચારપૂર્વક જ બોલું છું. તમેય ગંભીરતાથી વિચાર કરશો તો એ સત્ય સમજાશે. તમે કદિ વિચાર કર્યો છે ? હું તમારી પુત્રી થવા યોગ્ય છું કે પત્ની ? ”

“ હવે એ બધું ઝાઝું ડહાપણ રહેવા દે. મારે એ બધા વિચાર હવે કરવા નથી. એ બધા વિચાર કર્યા પછી જ તને આ

ઘરમાં આણી છે." શેઠને આવી નકામી બાબત વિચારવામાં સમયનો નકામો વ્યય થતો હોય એમ લાગ્યું.

કુસુમ જે ને તે સ્થિતિમાં રહી એટલે શેઠે આગળ પગ ઉપાડયા. અને કુસુમ પાછળ હઠી. તે પછી કાંઈ માર્ગ ન રહેવાથી, તે દિવાલ સાથે લપાઇ ગઇ. શેઠે નજીક આવીને તેનો હાથ પકડયો અને કુસુમના શરીરમાંથી જાણે વિજળી પસાર થઇ ગઇ.

હાથ પકડીને શેઠ કુસુમને સોફા પાસે લઈ આવ્યા. અને કુસુમ સોફા ઉપર ફસડાઇ પડી. તે બેભાન થઇ ગઇ હોય એમ લાગ્યું. પહેલાં તો ઢોંગ કરતી હશે એમ ધારીને, શેઠ બેસી રહ્યા, પણ દશ પંદર મીનીટ સુધી કુસુમ એજ સ્થિતિમાં પડી રહી એટલે તેની આંખે પાણી લગાડયું. કબાટમાંથી કોલનવોટરની શીશી કાઢી માથે ઘસી અને પવન નાખવા માંડયો. આ ઉપચારને પરિણામે કુસુમ લગભગ અર્ધો કલાકે ભાનમાં આવી. ભાનમાં આવતાં જ તે રડવા લાગી.

કુસુમની આંખમાંથી આંસુ નીકળતાં જોતાં જ શેઠનો મિજાસ બગડી ગયો. તેમણે કુસુમને વાંસે હાથ ફેરવવા માંડયો. પછી ધીમેથી બોલ્યા: "કુસુમ, તું આમ કેમ કરે છે? તને કાંઇ થાય છે?"

કુસુમ મુંગી જ રહી. થોડીવારે આમ ને આમ કંટાળીને શેઠ ત્યાંથી ચાલ્યા ગયા અને ધુંધવાયલા મોંઢે જ તે રાત્રે પણ સૂઇ રહ્યા.

પછીના થોડા દિવસ શેઠે કુસુમને સતાવી જ નહિ. 'એની મેળે ઠેકાણે આવશે.' કરીને તે મનને કાબુમાં રાખી રહ્યા. કુસુમને લાગ્યું કે શેઠ કાંઇ સમજ્યા છે. રાત્રે શેઠ સતાવવા આવતા ન હોવાથી, તે જરા આનંદમાં રહેવા લાગી. આખો દિવસ કુસુમ ઘરમાં પ્રફુલ્લેલી રહેતી. દિવસના શેઠ સાથે વાતચીત કરવામાં પણ

તે કાંઇ સંકોચ રાખતી નહિ. બહારથી કોઇને શેઠનાં દુઃખની કલ્પના પણ આવી શકે એમ ન હતું.

એક મહિના સુધી શેઠે આવું વર્તન ચાલુ રાખ્યું. પરંતુ કુસુમ તરફથી પોતાના પ્રેમનો કાંઇ પણ પ્રતિકાર મળ્યો નહિ એટલે તે ખિન્ન થયા. તે સાથે તેમણે કુસુમનું આવું વર્તન વધુ વખત ન નિભાવવાનો નિર્ણય પણ કરી લીધો.

ઓરડાને આગળો મારીને સૂવાને ટેવાયલી કુસુમ આજે વાંચતાં વાંચતાં જ પલંગ પર ઉંઘી ગઇ એટલે આગળો મારવાનો રહી ગયો. અગીયાર વાગ્યે શેઠે હળવેથી બારણું ઠોક્યું એટલે તે ઉઘડી ગયું. સોફા પાછળથી ટીપોઇ ઉપર લેમ્પ સળગી રહ્યો હતો; છાતી ઉપર ચોપડી રાખીને કુસુમ સૂતી હતી. શેઠે અવાજ કર્યા વિના બારણે આગળો મારી દીધો અને ધીમેથી સોફા આગળ આવી ઉભા. કુસુમ ઉંઘી ગઇ હતી. છાતી ઉપરની ચોપડી. તેના શ્વાસોચ્છ્વાસ સાથે ઉંચી નીચી થતી હતી. બત્તીના પ્રકાશથી તેનું મુખ બિડાયલાં કમળ જેવું લાગતું હતું. ઘડીભર શેઠે કુસુમ તરફ મીટ માંડી. પછી ધીમેથી કુસુમ બેઠી ન થઇ શકે એવી રીતે સોફા પર બેસી તેમણે ચપળતાથી તેની છાતી ઉપરથી પુસ્તક ઉઠાવી લીધું. અને પાછી કુસુમનાં બીડાયલાં મુખ તરફ મીટ માંડી તેમનું હૈયું હાથ ન રહ્યું અને એકદમ આવેશમાં આવી જઇ શેઠે કુસુમના કપોળપર ચુંબન કર્યું.

સ્પર્શ થતાંની સાથે જ કુસુમ જાગી ઉઠી અને શેઠને જોતાં જ તેની આંખમાંથી ક્રોધ વર્ષી રહ્યો. શેઠને ખસેડવા તેણે પ્રયત્ન કર્યો પણ તેમાં ફાવી નહિ એટલે, તેણે ફરી ચુંબન લેવા જતા શેઠના ગાલે એક તમાચો ચોડી કાઢ્યો.

બસ થઇ રહ્યું. શેઠનો પિત્તો એકદમ ઉછળ્યો. કાંઇ પણ

વિચાર કર્યા વિના તેમણે, કુસુમને જોસભેર બે તમાચા ખેંચી કાઢયા અને જે કપોળ ઉપર એક મીનીટ પહેલાં જ ચુંબન લીધું હતું તે કપોળ ઉપર તેમના પાંચ આંગળાંના સોળ પડી રહ્યા.

કુસુમની આંખમાં આજે આંસુ ન હતું. તે ક્રોધથી થરથર ધ્રુજતી હતી. શેઠના તમાચા પડતાં તેની આંખે તમ્મર આવ્યાં અને તેણે આંખ મીંચી દીધી, શેઠ સોફા ઉપરથી ઉઠીને ખાલી ખુરસી પર બેઠા.

થોડી વારે કુસુમ સ્વસ્થ થઇ. અંગારા ઝરતી આંખે તે બેઠી થઇ અને બોલીઃ " તમને તમારી મૃત પુત્રી પણ યાદ ન આવી ? મારામાં અને તેનામાં તમને શો ફેર લાગ્યો ? ઉર્મિ સાથે હું રમવા આવતી ત્યારે તમે અમને બન્નેને દિકરી કહીને બોલાવતા એ પણ ભૂલી ગયા ? "

શેઠને પોતાની મૃત પુત્રી યાદ આવી ગઇ. તે ઘડીક ઠંડા પડયા. પરંતુ અપરિતૃપ્ત વાસનાએ તેમના મન ઉપર સામ્રાજ્ય મેળવ્યું હતું એટલે તેમનામાં ઝાઝી વિવેક શકિત રહી ન હતી.

" હવે બેસ; મારે એ બધું ડહાપણ નથી સાંભળવું. આવું કરવું હતું તો પરણી શું કામ ? " શેઠે તીખાશથી સવાલ કર્યો.

" હું મારી મરજીથી પરણી નથી; મને પરણવાની ફરજ પાડી છે. મારે પસંદગી કરવાની હોત તો તમારા જેવા, મારા બાપ જેવા, વરને હું પતિ તરીકે કદિ પસંદ ન કરત. " કુસુમે હવે નિડરતાથી જવાબ વાળ્યો.

શેઠને એ જવાબ વધારા પડતો લાગ્યો અને તેમણે ફરીથી કુસુમને એક તમાચો લગાવી દીધો. પુરૂષનો તમાચો, સ્ત્રીના કોમળ લમણાં ઉપર પડે, પછી પૂછવું જ શું ? કુસુમ ત્યાં જ ફસડાઇ પડી. તે બેભાન થઇ ગઇ. શેઠ ગભરાઇ ગયા. પાણી છાંટી, તેમજ

કોલનવોટર વગેરે ઉપચારો કરી શેઠે કુસુમને ભાનમાં આણી અને તેને પલંગ ઉપર સુવાડી. કુસુમને માથે અને શરીરે શેઠે હાથ ફેરવવા માંડયો. કુસુમ સ્વસ્થ થતાં તેને શેઠે પટાવવા માંડી પણ હવે તો તેની વાચા જ બંધ થઈ ગઇ હતી. શેઠ સમજ્યા કે કુસુમ ઠેકાણે આવી ગઇ છે. એટલે તેમણે હાર લાવી કુસુમને પહેરાવ્યો. કુસુમે કાંઇ વિરોધ ન કર્યો. શેઠને હવે તો ખાત્રી થઇ કે, કુસુમ તદ્દન સમજી ગઇ છે એટલે, આનંદમાં આવી જઇને, જે ગાલ ઉપર પોતાનાં પાંચ આગળાંનો સોળ પડયો હતો તેજ ગાલ પસવારી, તેને ચુંબન પર ચુંબન કર્યાં અને કુસુમ તરફના કાંઇ પણ સામા પ્રતિકાર વિના, શેઠે, પોતાની વાસના તૃપ્ત કરી. કુસુમ પૂતળી જેવી પડી રહી.

આ બનાવ બન્યા પછીના બીજા દિવસથી જ કુસુમ, મુંગી થઇ ગઇ. તે કોઇની સાથે બોલતી નહિ; કાંઇ માંગતી નહિ; બસ, જ્યાં બેસે ત્યાં બેસી જ રહે; ત્યાંથી ઉઠે જ નહિ; કોઇ ઉઠાડે તો જ ઉઠે. તેનો ચહેરો ચિમળાવા લાગ્યો. તેના મોંઢા ઉપર કાંઈ પણ પ્રકારના ભાવ દેખાતા નહિ. તેના શરીરની પણ તેને કાળજી ન રહી. સૂએ તો સૂઇ જ રહે. અને બેસે તો આખી રાત્રિભર એમની એમ બેસી રહે. તેની આંખ ધીમે ધીમે ઉંડી ઉતરવા લાગી. તે ગાંડી થઇ ગઇ હોય એમ લાગવા માંડયું.

શેઠ કુસુમનું આ પરિવર્તન જોઇ શકયા હતા. તેનું કારણ પણ સમજી શકયા હતા. છતાં, કુસુમની આવી સ્થિતિ તેમને અસહ્ય લાગી એટલે તેમણે દાકતરો પાસે તપાસ કરાવી. કોઇ પણ પ્રકારના સખ્ત આઘાતને પરિણામે, લાગણીશૂન્ય થઇ જવાથી આ પરિણામ આવ્યું હોવાનું દાકતરોએ નિદાન આપ્યું. અને એના કેટલાય ઉપચાર કર્યા પણ બધાય વ્યર્થ ગયા.

છેવટે, કંટાળીને એક દિવસે, શેઠે ડાકતરને પૂછ્યું:

" ડાકતર, કુસુમની તબીયત નહિ જ સુધરે ? "

" કુસુમ બહેનની તબીયત સુધારવાનો એકજ ઉપાય છે; જે કારણે તેમના હૈયામાં આઘાત થયો હોય તે દૂર થાય તો જ કુસુમબહેનની તબીયત સુધરે. એ કારણ તમે શોધો તો જ એનો ઉપાય થઇ શકે. "

શેઠ શું કારણ બતાવે ? શેઠ સમજતા હતા કે કુસુમને તેમણે જ હૈયાસૂની બનાવી હતી.

હવે જ શેઠને ખબર પડી કે, કુસુમને પરણવામાં પોતે ભૂલ કરી હતી.

# બન્ને સરખાં

સો ભાડુતોથી વસાયલી એક ચાલીને ભોંયતળીયે આવેલી નાની ઓરડીમાં દીવેલનો, કોડિયાંનો, દીવો ઝીણો પ્રકાશ નાખી રહયો હતો. એ ઝાંખા પ્રકાશમાં ઓરડીમાંની વસ્તુઓ દેખી શકાતી ન હતી. આંખ ખેંચીને જોતાં એક ખુણામાં એક પથારી પર કોઇ વ્યકિત સૂતેલી જણાતી હતી અને તેના માથાં નજીક એક સ્ત્રી જેવી આકૃતિ બેઠી હતી. થોડીવારે એ સ્ત્રીએ દીવાની વાટને સંકોરી અને ઓરડીમાંનો પ્રકાશ કાંઇક વધ્યો. પથારી પર સૂતેલી પુરૂષ વ્યકિતના મુખ ઉપર એ પ્રકાશનું એક કિરણ પડયું. તેનું મુખ ફિક્કું પડી ગયું હતુ. અસાધારણ બુદ્ધિ સૂચવતું વિશાળ કપાળ કરમાઇ ગએલી મુખાકૃતિનો અર્ધો ભાગ રોકી લેતું હતું. આખા શરીર પર નજર કરતાં એ પુરૂષનો દેહ એકદમ સૂકાઇ ગએલો લાગતો હતો. લાંબા કાળથી માંદગી ભોગવતો હોય એમ એ ઉપરથી લાગતું હતું.

"નિરૂ, જરા પાણી પાશે ?" થોડી વારે એ પુરૂષે ક્ષીણ અવાજે કહ્યું અને યુવતીએ લોટામાંથી એક પ્યાલામાં થોડું પાણી કાઢી પાયું. પાણી પી લીધા બાદ એ પુરૂષના હૃદયમાંથી એક નિસાસો સરી પડયો. યુવતીને એથી આઘાત લાગ્યો. આંખોમાં આવેલું આંસુનું બિન્દુ રોકવા સમર્થ ન થવાથી તે પથારીથી દૂર ખસી ગઇ; અને થોડીવાર એ આખીય ઓરડીમાં નિરવ શાન્તિ છવાઇ ગઇ.

એક માસથી સૂર્યકાન્ત પથારીવશ હતો. પહેલાં તેને મેલેરિયા તાવ આવ્યો હતો અને એ તાવે પછીથી ટાઇફોઇડનું રૂપ પકડયું હતું. ટાઇફોઇડ તાવ માટે જોઇતી સુશ્રુષાનાં સાધનો નહિ હોવાથી સૂર્યકાન્તનો તાવ અટકતો ન હતો અને તેની બીમારી ધીમે ધીમે વધતી જતી હતી. એક માસમાં તો સૂર્યકાન્ત એકદમ ક્ષીણ થઇ ગયો હતો. વ્હાલસોઇ નિરંજના પતિની માંદગીથી પ્રથમ ગભરાઇ ગઇ; પરંતુ પાછળથી ધીરજ ધરતાં શીખી ગઇ અને પતિની યોગ્ય સારવાર કરવા લાગી. કોઇવાર મન અકળાઇ જતાં સૂર્યકાન્તની નિદ્રાધીન અવસ્થાનો લાભ લઇ, તે થોડે દૂર બેસી, આંસુઓ સારી હૈયાંનો ભાર હલકો કરી લેતી.

મધ્યમ સ્થિતિનો હોવા છતાં, જી. ટી. હોસ્ટેલમાં સગવડ મળવાથી સૂર્યકાન્તે કોલેજનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. તેના પિતાએ, તેને બે વર્ષનો નાનો મૂકીને જ, આલોકમાંથી પ્રયાણ કર્યું હતું. વિધવા માતાનો તે એક માત્ર આધાર હતો. વિધવા માતાએ પતિએ બચાવેલી થોડીઘણી મુડીમાંથી કરસસર કરી કરીને તેનું પોષણ કર્યું હતું અને તેને મેટ્રીક સુધી ભણાવ્યો હતો. મેટ્રીક થતાં પહેલાં જ સૂર્યકાન્તનાં લગ્ન નિરંજના સાથે થઇ ગયાં હતાં. ચાલતા આવેલા રિવાજ પ્રમાણે, નાનપણથી જ એ બન્નેના વિવાહ થઇ ગયા હતા. વાર તહેવારેએ સૂર્યકાન્તને પોતાના સાસરે જવાનો અવસર મળતો, અને પોતાની ભાવિ વધુને નિરખવાની તેને તક મળતી. વિવાહનાં થોડાં વર્ષો દરમ્યાન બન્ને વચ્ચે અજાણ્યે સંવનન થયું અને સૂર્યકાન્ત તથા નિરંજના બન્નેને, એકમેક પ્રત્યે પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ હતી. વિધવા માતાની દીકરી–વહુને ભેગાં રહેતાં જોવાની ઇચ્છાને પરિણામે સૂર્યકાન્ત મેટ્રિકમાં હતો તે દરમ્યાન તેનાં અને નિરંજનાનાં લગ્ન થઇ ગયાં હતાં. અત્યાર

સુધી ગમે તેમ બાંધી મુઠી રાખીને ઘરસંસાર ચલાવી રહેલી માતાએ પુત્રલગ્નને અંગે લગભગ દોઢેક હજારનું દેવું કરી નાખ્યું હતું,

મેટ્રીક થયા બાદ, હવે શું કરવું, એ પ્રશ્ન સૂર્યકાન્ત માટે ઉભો થયો. આગળ ભણવા જેવી તેની આર્થિક સ્થિતિ ન હતી, છતાં જો કોઇ હોસ્ટેલમાં ફ્રી બોર્ડર તરીકે સ્થાન મળે તો આગળ અભ્યાસ કરી શકાય એમ લાગતાં તેણે મુંબઇની જી. ટી. અને એચ. એ. બોર્ડિંગોમાંથી એકાદમાં સ્થાન મળે એવી ગોઠવણ કરવા માંડી અને સદ્‌ભાગ્યે જી. ટી. હોસ્ટેલમાં તેને સ્થાન મળી ગયું. વિધવા માતાની આંસુભરી અને નવવધુની દયાર્દ્રતાભરી આંખોએ વિદાય લઇને સૂર્યકાન્ત મુંબાઇ આવી અભ્યાસ કરવામાં રોકાયો.

શરૂઆતથી જ કરકસરથી રહેવાને ટેવાયેલા સૂર્યકાન્તે બોર્ડીંગના જીવનને પણ એવા જ કરકસરવાળું બનાવી રાખ્યું અને જેમ બને તેમ જલદી ગ્રેજ્યુએટ થઇ જવાય એવી પ્રવૃતી તેણે આદરી પોતાને અંગત ખર્ચ જેવી કાંઇ ખાસ જરૂર હતી નહિ, છતાં થોડુંક પરચુરણ ખર્ચ તે પોતાની મેળે જ ક્યાંક ટ્યુશન કે એવું કરી મેળવી લેતો. આમ આ સ્થિતિમાં ત્રણ વર્ષો નીકળી ગયાં. તે ચોથા વર્ષમાં આવ્યો અને પહેલી ટર્મ પૂરી થવા આવી. એટલામાં તેની માતા અચાનક બીમાર પડી અને એ બીમારી જીવલેણ નીવડી. સૂર્યકાન્તને સખ્ત આઘાત લાગ્યો. ઘડીભર બી. એ. નો અભ્યાસ અધુરો જ રહેશે એમ લાગ્યું; પરંતુ નિરંજનાએ તેને ઉત્તેજન આપ્યું અને સૂર્યકાન્તે મુંબાઇ આવી આગળ અભ્યાસ ચાલુ રાખી એક વર્ષ જેમ તેમ ગબડાવી દીધું. સદ્‌ભાગ્યે તે પહેલા વર્ષે બીજા વર્ગમાં ઓનર્સ સાથે પસાર થઇ ગયો.

સૂર્યકાન્તને માથે જીવનની જવાબદારી વધતી જતી હતી, સાથે કોઇ આધાર હતો નહિ. ભાવિ જીવનની કેમ શરૂઆત કરવી

એ પ્રશ્ન તેને ગંભીર મુંઝવણમાં મૂકી દેતો હતો. બી. એ. થયા પછી, એ પદવી મેળવ્યા પછી શું કરવું એ બાબતનો તેણે કદિ પણ વિચાર કર્યો ન હોતો. જીવનનું ધ્યેય શું તેનો તેણે કદિ વિચાર કર્યો ન હતો. હવે એ બધા વિચારો એકી સાથે આવીને તેને મુંઝવી રહ્યા.

લગ્ન પાછળ થએલો ખર્ચ માતાએ દેવું કરીને કર્યો હતો, એ બીનાની ખબર સૂર્યકાન્તને માતાના અવસાનકાળે જ પડી હતી. માતાએ મરતી વેળા એ જવાબદારીની તેને ખબર આપી હતી અને મૃત્યુશય્યા પર સૂતેલી માતાએ એ દેવું કોઇ પણ ભોગે ચૂકવવાની તકેદારી રાખવાની કરેલી ભલામણનો તેનાથી કોઇ પણ સંજોગોમાં ઇન્કાર થઇ શકે એમ હતું નહિ.

" દેવું કરીને આવા ખર્ચ શા માટે કરતા હશે ?." તેને એક પળ વિચાર આવ્યો, પરંતુ મૃત માતાના પગલાંમાં રહેલાં સારાસારપણાંનો વિચાર કરવાનું તેને યોગ્ય ન લાગ્યું.

માતાનું અવસાન, લગ્નને અંગે થએલું દેવું, અભ્યાસ પૂરો થતાં હવે શું કરવું એ પ્રશ્ન, આમ બધા પ્રશ્નો એકી સાથે તેની સામે ખડા થયા હતા અને એ બધામાં અત્યંત કારમી બેકારી તેને એકદમ હતાશ બનાવી મૂકતી હતી. જ્યાં જાય ત્યાં ' જગા નથી ' એવો જવાબ મળતો અને આવી સ્થિતિમાં રોજને રોજ આંટા ખાઇ તે થાકીને લોથ થઇ જતો. જીવન પર તેને કદિક વૈરાગ્ય આવી જતો.

' આ બધું હું શા માટે ભણ્યો ? એ ભણતર જો રોટલા પુરતું રળાવી પણ શકતું ન હોય તો એ ભણતરનો શો ઉપયોગ ? ' સૂર્યકાન્તને વિચારો આવતા. ભણતાં પહેલાં જે બાબતનો વિચાર કરવો જોઇતો હતો સે બાબત તેને અત્યારે સમજાઇ; છતાં એ વિચારોનો

કોઇ ઉકેલ તેને સૂઝતો ન હતો. ભણતર ભણ્યા છતાં તેને રોટલાની કમાણીનું સાધન જડતું ન હતું, તો પછી ભણતરનો ઉપયોગ શો ?

પંદર દિવસ સુધી સૂર્યકાન્તે એક મિત્રને ત્યાં રહી, નોકરી શોધવાનો પ્રયાસ કર્યો; પણ ક્યાંય પત્તો લાગ્યો નહિ. મિત્રને ત્યાં ક્યાંસુધી પડયું રહેવું એ પ્રશ્ન પણ તેની મુંઝવણને વધારતો હતો. કોઇ પણ રીતે હવે ટુંક સમયમાં કાંઇ પણ કમાણીનું સાધન શોધવું જ જોઇએ એમ તેને લાગ્યું.

ઘણા પ્રયાસે માંડવી પરની એક એંગ્લો–વર્નાક્યુલર સ્કુલમાં તેને એક શિક્ષકની જગા મળી. ગ્રેજ્યુએટ હોવા છતાં માત્ર રૂા. ૪૫ નો પગાર આપવાનું નક્કી થયું હતું. સૂર્યકાન્તનું આત્મભાન ઘણું ઘવાયા છતાં, તેના શિક્ષણની આવી બેકદર થતી હોવા છતાં, પરિસ્થિતિને આધીન થઇને એ જગા તેણે સ્વીકારી લીધી. માંડવીના ધીચ લતામાં જ આવેલી એક મોટી ચાલીમાં ભોંયતળીયે રૂા. ૧૩ ના ભાડાની એક ઓરડી રાખી. હવાઉજાસ બંનેનો એ ઓરડીમાં અભાવ હતો. લાઇટના બે રૂપિયા વધુ ખર્ચવા જેવી સ્થિતિ ન હતી; એટલે એ ઓરડીમાં જ, ગમે તેમ નિભાવવું એમ ઠરાવી સૂર્યકાન્તે નિરંજનાને તેડાવી અને એ ૧૦' x ૧૨' ની અંધારી ઓરડીમાં જ તેમણે જીવનની શરૂઆત કરી.

નિરંજના સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલી હતી. શરૂઆતમાં તે આ સ્થિતિમાં મુંઝાઇ, પરંતુ ટુંક સમયમાં પરિસ્થિતિ સમજી ગઇ અને નિભાવી લેવાને ટેવાઈ ગઇ.

એક વર્ષ સુધી ટુંકા પગારમાં ગમે તેમ નિભાવીને સુર્યકાન્ત જીવન ખેંચ્યે જતો હતો. આવી જ રીતે આ જીવન વેડફાઇ જશે કે શું એમ વિચારતાં તે કંપી ઉઠતો. તેમાં યે માથાં પરનાં દેવાંના

ભારનો વિચાર આવતાં જ તેને કંપારી છૂટતી. એ દેવાંના વિચાર સાથે જ તેની દ્રષ્ટિ નિરંજના પર પડતી. માતાએ ઢીંગલી સમી પત્ની મેળવી નથી આપી એટલી જ બીના તેને આમાં સંતોષ આપતી !

જીવન સાદાઇથી ટકાવી શકાય છે; પરંતુ એ જીવનને નિરોગી રાખવા માટે સાત્વિક ખોરાક અને હવાઉજાસની જરૂર જરા પણ ઓછી નથી. મુંબઇમાં સામાન્યવર્ગને કે ટુંકા પગારવાળા મધ્યમવર્ગને હવાઉજાસ વિના જ નિભાવી લેવાનું સર્જાયલું છે અને કેટલાંક કુટુંબોને પોષક તત્વો મેળવવા માટે ઘી, દુધ જેવા મોંઘા પદાર્થો અત્યંત દુર્લભ હોય છે. આની સાથે નોકરી પાછળ કરવો પડતો અસાધારણ શારીરિક શ્રમ અને બીજી માનસિક ઉપાધીઓ ભેગી થતાં માણસનું શરીર ઘસાઇ જાય અને પછી હિન્દમાં પુરૂષનું સરેરાશ આયુષ્ય ૨૨ કે ૨૫ વર્ષમાં જ મર્યાદિત થઇ જાય. એમાં આશ્ચર્ય જેવું શું છે ?

જ્યાંસુધી સૂર્યકાન્ત મેટ્રીકમાં હતો ત્યાં સુધી માતાની વ્હાલસોઇ ગોદમાં જ રહ્યો હતો; અને હલકો છતાં સાત્વિક ખોરાક મેળવવા પામતો હતો. વળી, શહેરમાં વસ્તીની ખીચતાને અંગે દુર્લભ થઇ પડતાં હવાઉજાસ ગામોમાં કે નાનાં શહેરોમાં છેક અલભ્ય હોતાં નથી; પણ મુંબઇ આવ્યા બાદ, આ બંને બાબતમાં ફેર પડયો હતો. ફ્રી બોડિંગમાં રસોઇઆને હાથે રંધાયલો, મસાલાના સારા સરખા ઉપયોગવાળો સ્વાદિષ્ટ ખોરાક મળતો, પણ એમાં સાત્વિકતાના અંશો ઘણા ઓછા મળતા. છતાં, અભ્યાસ આગળ વધારવાની તીવ્ર ઇચ્છાને લીધે આ પરિસ્થિતિ નિભાવી લીધા વિના છૂટકો ન હતો. રસોઇઆના હાથની રસોઇ જમતાં માતા અને નિરંજનાના હાથની રસોઇ તેને યાદ આવતી અને રજામાં એ

રસોઇનો સ્વાદ માણવાનો અવસર મળતો ત્યારે જાણે દુકાળમાંથી આવ્યો ન હોય એટલા સંતોષથી તે જમતો. સાદી વાનીમાં પણ કેટલી મિષ્ટતા લાગતી ? અને એ બધાંમાં માતાનો આગ્રહ તેના આહારને ઠીક ઠીક વધારતો. મુંબઇ આવતાં તેને એ દિવસો યાદ આવતાં, મોઢમાં પાણી છૂટતાં અને રસોઇઆના હાથની રસોઇ પાછી શરૂ થતી. કોણ જાણે કેમ એ રસોઇ પ્રત્યે તેને અભાવ થઇ આવતો અને પરિણામે તેના ખોરાકનું પ્રમાણ પણ ઉતરી જતું. તેને કબ્જિયાતની કાયમની પીડા ઉભી થઇ; જો કે નિયમિતતા અને બહારનું આચરકુચર ન ખાવાની ટેવને લીધે તેની તંદુરસ્તી ઘણે અંશે જળવાઇ રહી.

પછીથી જીવનની શરૂઆત થઇ; એમાં પણ સ્થિતિ કાંઇ સુધરી નહિ. માથે દેવાંનો સતત ચિંતા ઉપજાવતો ભાર, અને જીવન વ્યવસ્થિત રીતે નિભાવવા માટે પણ અપૂરતો એટલો પગાર, પછી સ્થિતિ કયાંથી સુધરે ? થોડીક આવક વધારવા માટે, તેણે ત્રણ ટ્યુશનો રાખ્યાં અને એ રીતે જે રૂ. ૨૫ મળતા તે સીધા જ દેવાં પેટે ભરવાની તેણે શરૂઆત કરી. આમ ટ્યુશન અને શાળા બે જગાએ કામ કરીને તે થાકી જતો. ઘરે આવતાં સાત્ર નિરંજના તેને આશ્રયસ્થાન સમી થઇ પડતી. વ્હાલસોયા પતિપત્ની એકમેકમાં જીવન પરોવી ભાવિ માટે આશા સેવી રહેતાં.

કોઇ આધાર તેને માટે ન હતો. સતત્ વિચારને પરિણામે નિરંજનાને એક માર્ગ જડી ગયો. ગુજરાતી સ્ત્રી મંડળ તરફથી પુખ્ત વયની બહેનો માટે અક્ષરજ્ઞાનનો એક વર્ગ ખોલવામાં આવનાર હતો, પરંતુ એ વર્ગ ચલાવવા માટે જે ફંડ મળ્યું હતું તેમાંથી ઝાઝું વેતન આપીને સારી શિક્ષિકા લાવી શકાય એવી સ્થિતિ ન હતી; એટલે મંડળના કાર્યકરો મુંઝાતા હતા. મંડળના કામકાજમાં ભાગ લેતી નિરંજનાને એ મુંઝવણની ખબર પડી અને તેણે મંડળથી પોષાઈ શકે એટલા વેતને આ સેવાકાર્ય ઉપાડવાની ઇચ્છા જણાવી. પરિણામે નિરંજનાની પસંદગી થઇ. રૂા. ૧૫ના નજીવા માસિક વેતનમાં નિરંજના એ વર્ગ સેવાકાર્ય રૂપે ચલાવવા લાગી. બપોરના તેના બે કલાક આ કામમાં નીકળી જતા. માસિક રૂા. ૧૫ મળવા ઉપરાંત સ્વજાતિની યથાશકય સેવા કરવા માટે તેને સંતોષ થતો. નિરંજના એ રકમ એક બાજુએ જ રાખી એકઠી કર્યા કરતી હતી. આ પ્રવૃત્તિની સૂર્યકાન્તને કાંઇ ખબર ન હતી નિરંજના પોતાનો સમય કેમ પસાર કરે છે તે જાણવાની પણ સૂર્યકાન્તને ખાસ જરૂર જણાઇ ન હતી. પોતે કયાં આખા દિવસની પોતાની પ્રવૃત્તિનો હિસાબ આપતો હતો કે તે નિરંજના પાસે હિસાબ માંગી શકે ?

શરીરનો એકસરખો વસારો ઘણો લાંબો સમય ભાગ્યે જ નભી શકે. એકાદ વર્ષ આવી સ્થિતિમાં પસાર થઇ ગયું અને તે પછી, એક શનિવારે સાંજે ટયુશન કરીને થાકીને લોથ થઇ ગએલો સૂર્યકાન્ત ઘરે આવ્યો. સૂર્યકાન્તે માથું ઘણું જ દુઃખતું હોવાનું જણાવી, મસાલાવાળી ચ્હા કરવા નિરંજનાને જણાવ્યું અને પોતે આરામખુરશી પર પડયો. તેને માથામાં જાણે કોઇ ભાલા મારતું હોય એમ લાગ્યા કરતું હતું. સખ્ત વેગને લીધે, તે માથામાં મુક્કી મારવા લાગ્યો. નિરંજનાએ ચ્હા કરી લાવી આંખ મીંચીને પડેલા સૂર્યકાન્તના માથા ઉપર હાથ મૂકયો. જાણે બળતા કોલસા પર હાથ

મૂક્યો હોય એમ નિરંજના દાઝી અને તેનાથી બોલાઇ જવાયું:
" હાય હાય ! તમને તો સખ્ત તાવ ભરાયો છે ! "

તે પહેલાં બેબાકળી બની ગઇ. થોડી વારે ભાન આવતાં તેણે પથારી કરી અને સૂર્યકાન્તને તેમાં સુવાડયો. મસાલાવાળી ચ્હા પાઇ તેને થોડીવાર સૂઇ રહેવા દીધો. સખ્ત તાવના ઘેનમાં સૂર્યકાન્ત પથારીમાં સૂઇ ગયો. કાલે તાવ ઉતરી જશે એમ માનીને તે દિવસે તો ઘરગથ્થુ ઉપચારથી ચલાવી લીધું.

રવિવારે સવારે તાવ ઉતર્યો ન હતો, પણ સહેજ ઓછો થયો હતો અને સૂર્યકાન્ત પૂરેપૂરાં ભાનમાં હતો. નિરંજનાએ દાક્તરને બોલાવવાની સૂચના કરી, તેને સૂર્યકાન્તે હસી કાઢી:

" અરે ! તાવ પણ નહિ આવે કોઇ દહાડો ? એમાં ગભરાય છે શું ? એ તો ઉતરી જશે. આપણે કયાં ઉપચાર નથી કરતા ? ઘરમાં કવીનાઇન છે. દાકતર બીજું શું આપવાનો હતો ? "

ગમે તે કારણસર પહેલે દિવસે નિરંજના સૂર્યકાન્તની દલીલથી સમજી ગઇ, પણ જ્યારે ત્રીજે દિવસે પણ તાવ ઉતર્યો નહિ ત્યારે તેણે હઠ કરી. અને દાકતરને બોલાવ્યા. ઓરડીમાં પેસતાં જ દાકતરે ટીકા કરી : ' આવા અંધારિયા ઓરડામાં હવા ઉજાસનું નામ ન મળે, પછી માંદગી જ ઘર કરેને ? ' વાલકેશ્વર પર બંગલે રહેનારા દાકતરને મધ્યમ વર્ગની સ્થિતિનો કયાંથી ખ્યાલ હોય ?

સૂર્યકાન્તની તબીયત તપાસી દાકતરે નિર્ણય જણાવી દીધો:
" ટાઇફોઇડ છે, ૨૧ દિવસે ઉતરે કે તેથી પણ મુદત લંબાય. કાંઇ કહેવાય નહિ. બહુ સંભાળથી સારવાર કરવી પડશે. " દાકતરે પ્રિસ્ક્રિપ્શન લખી આપ્યું અને વિઝીટ ફીની મળેલી પાંચની નોટ પ્રિસ્ક્રિપ્શનનાં કાગળ કરતાં પણ જાણે તુચ્છ વસ્તુ હોય એમ માની તેમણે તેના તરફ જોયા વિના જ પાટલુનના ખિસ્સામાં સેરવી દીધી.

કોઇ આધાર તેને માટે ન હતો. સતત્ વિચારને પરિણામે નિરંજનાને એક માર્ગ જડી ગયો. ગુજરાતી સ્ત્રી મંડળ તરફથી પુખ્ત વયની બ્હેનો માટે અક્ષરજ્ઞાનનો એક વર્ગ ખોલવામાં આવનાર હતો, પરંતુ એ વર્ગ ચલાવવા માટે જે ફંડ મળ્યું હતું તેમાંથી ઝાઝું વેતન આપીને સારી શિક્ષિકા લાવી શકાય એવી સ્થિતિ ન હતી; એટલે મંડળના કાર્યકરો મુંઝાતા હતા. મંડળના કામકાજમાં ભાગ લેતી નિરંજનાને એ મુંઝવણની ખબર પડી અને તેણે મંડળથી પોષાઈ શકે એટલા વેતને આ સેવાકાર્ય ઉપાડવાની ઇચ્છા જણાવી. પરિણામે નિરંજનાની પસંદગી થઇ. રૂા. ૧૫ના નજીવા માસિક વેતનમાં નિરંજના એ વર્ગ સેવાકાર્ય રૂપે ચલાવવા લાગી. બપોરના તેના બે કલાક આ કામમાં નીકળી જતા. માસિક રૂા. ૧૫ મળવા ઉપરાંત સ્વજાતિની યથાશક્ય સેવા કરવા માટે તેને સંતોષ થતો. નિરંજના એ રકમ એક બાજુએ જ રાખી એકઠી કર્યા કરતી હતી. આ પ્રવૃત્તિની સૂર્યકાન્તને કાંઇ ખબર ન હતી નિરંજના પોતાનો સમય કેમ પસાર કરે છે તે જાણવાની પણ સૂર્યકાન્તને ખાસ જરૂર જણાઇ ન હતી. પોતે ક્યાં આખા દિવસની પોતાની પ્રવૃત્તિનો હિસાબ આપતો હતો કે તે નિરંજના પાસે હિસાબ માંગી શકે ?

શરીરનો એકસરખો ઘસારો ઘણો લાંબો સમય ભાગ્યે જ નભી શકે. એકાદ વર્ષ આવી સ્થિતિમાં પસાર થઇ ગયું અને તે પછી, એક શનિવારે સાંજે ટ્યુશન કરીને થાકીને લોથ થઇ ગએલો સૂર્યકાન્ત ઘરે આવ્યો. સૂર્યકાન્તે માથું ઘણું જ દુઃખતું હોવાનું જણાવી, મસાલાવાળી ચ્હા કરવા નિરંજનાને જણાવ્યું અને પોતે આરામખુરશી પર પડયો. તેને માથામાં જાણે કોઇ ભાલા મારતું હોય એમ લાગ્યા કરતું હતું. સખ્ત વેગને લીધે, તે માથામાં મુક્કી મારવા લાગ્યો. નિરંજનાએ ચ્હા કરી લાવી આંખ મીંચીને પડેલા સૂર્યકાન્તના માથા ઉપર હાથ મૂકયો. જાણે બળતા કોલસા પર હાથ

મૂકયો હોય એમ નિરંજના દાઝી અને તેનાથી બોલાઇ જવાયું: "હાય હાય ! તમને તો સખ્ત તાવ ભરાયો છે !"

તે પહેલાં બેબાકળી બની ગઇ. થોડી વારે ભાન આવતાં તેણે પથારી કરી અને સૂર્યકાન્તને તેમાં સુવાડયો. મસાલાવાળી ચ્હા પાઇ તેને થોડીવાર સૂઇ રહેવા દીધો. સખ્ત તાવના ઘેનમાં સૂર્યકાન્ત પથારીમાં સૂઇ ગયો. કાલે તાવ ઉતરી જશે એમ માનીને તે દિવસે તો ઘરગથ્થુ ઉપચારથી ચલાવી લીધું.

રવિવારે સવારે તાવ ઉતર્યો ન હતો, પણ સહેજ ઓછો થયો હતો અને સૂર્યકાન્ત પૂરેપૂરાં ભાનમાં હતો. નિરંજનાએ દાકતરને બોલાવવાની સૂચના કરી, તેને સૂર્યકાન્તે હસી કાઢી:

"અરે ! તાવ પણ નહિ આવે કોઇ દહાડો ? એમાં ગભરાય છે શું ? એ તો ઉતરી જશે. આપણે કયાં ઉપચાર નથી કરતા ? ઘરમાં કવીનાઇન છે. દાકતર બીજું શું આપવાનો હતો ?"

ગમે તે કારણસર પહેલે દિવસે નિરંજના સૂર્યકાન્તની દલીલથી સમજી ગઇ, પણ જ્યારે ત્રીજે દિવસે પણ તાવ ઉતર્યો નહિ ત્યારે તેણે હઠ કરી. અને દાકતરને બોલાવ્યા. ઓરડીમાં પેસતાં જ દાકતરે ટીકા કરી : 'આવા અંધારિયા ઓરડામાં હવા ઉજાસનું નામ ન મળે, પછી માંદગી જ ઘર કરેને ?' વાલકેશ્વર પર બંગલે રહેનારા દાકતરને મધ્યમ વર્ગની સ્થિતિનો કયાંથી ખ્યાલ હોય ?

સૂર્યકાન્તની તબીયત તપાસી દાકતરે નિર્ણય જણાવી દીધો: "ટાઇફોઇડ છે; ૨૧ દિવસે ઉતરે કે તેથી પણ મુદત લંબાય. કાંઇ કહેવાય નહિ. બહુ સંભાળથી સારવાર કરવી પડશે." દાકતરે પ્રિસ્ક્રિપ્શન લખી આપ્યું અને વિઝીટ ફીની મળેલી પાંચની નોટ પ્રિસ્ક્રિપ્શનનાં કાગળ કરતાં પણ જાણે તુચ્છ વસ્તુ હોય એમ માની તેમણે તેના તરફ જોયા વિના જ પાટલુનના ખિસ્સામાં સેરવી દીધી.

પાંચથી વધારે આ કંગાળ શું આપવાનો હતો એવા ખ્યાલથી કદાચ એ તુચ્છ કાગળીયાં તરફ પોતાની નજર નાખવાનું તેમને યોગ્ય નહિ લાગ્યું હોય !

ડાકતરની વાત સાચી પડી. ૨૧ દિવસ થયા છતાં પણ તાવ ઉતર્યો નહિ. હવે મહિનો થયો હતો અને ડાકતરની ધારણા પ્રમાણે ૪૨ દિવસે તાવ ઉતરવાનો સંભવ જણાતો હતો. કોણ જાણે કેમ, પણ પહેલી બેત્રણ મુલાકાત બાદ ડાકતરને આ દંપતી પ્રત્યે સહાનુભૂતિ ઉપજી હતી અને પછીથી તેમણે વિઝીટના રૂપિયા લેવાનું બંધ કર્યું હતું. માત્ર દવાના પૈસા બ્હારોબ્હાર કમ્પાઉન્ડર પાસે ચૂકવાઇ જતા હતા. નિરંજનાએ બેએક વખત ડાકતરને વિઝીટ ફી આપવા આગ્રહ કર્યો હતો, છતાં ડાકતરે ના પાડી હતી.

નિરંજનાને લાગ્યું કે ડાકતર ફી નહિ લેશે તો કાળજી ઓછી કરી નાખશે, પણ તેની ધારણા ખોટી પડી. ડાકતર એક દિવસને આંતરે અચૂક સૂર્યકાન્તને તપાસવા આવતા અને તેની સારવાર સંબંધમાં પણ ઉપયોગી સૂચના કરતા. થોડા જ દિવસમાં તાવ વધતો અટકી ગયો હતો અને એનું કારણ ડાકતર નિરંજનાની કાળજીભરી સુશ્રુષા હોવાનું જણાવતા.

બરાબર ૪૨ દિવસે તાવ ઉતર્યો. ડાકતર તે દિવસે ખાસ સૂર્યકાન્તને તપાસવા આવ્યા હતા. તાવ ઉતરેલો જોઇ તેઓ ખુશ થયા, અને હવે સૂર્યકાન્ત જલ્દી હરતોફરતો થઇ જશે એવી તેમણે નિરંજનાને ખાત્રી આપી. પંદરેક દિવસમાં સૂર્યકાન્ત ઘરમાં હરતો ફરતો અને થોડોક ખોરાક લેતો થઇ ગયો. તે પછી, ડાકતરે તેને શકિતની દવા આપવા માંડી અને હવાફેર માટે જવાની સલાહ આપી.

હવાફેર જવાની ડાકતરે સલાહ તો આપી, પણ જવું ક્યાં ? સૂર્યકાન્તને એ વિચાર આવ્યો. જવા જેવાં સ્થળો તીથલ, ડુમસ,

હજીરા ખ્યાલમાં આવ્યાં, પણ ત્યાં જવા માટે અને રહેવા માટે ખર્ચની શી જોગવાઇ કરવી ? એ પ્રશ્ન મુંઝવણ ઉભી કરતો હતો. લાંબા સમયની માંદગીને પરિણામે સ્કુલમાંથી સૂર્યકાન્તને રજા મળી હતી તે વાતની તો નિરંજનાએ તેને ખબર જ આપી ન હતી. સુર્યકાન્ત ૪૫ રૂ. ના માસિક પગાર ઉપર જ બધો મદાર બાંધ્યા કરતો હતો. માંદગીને અંગે વધુ પડતું ખર્ચ થયું હશે, તે નિરંજનાએ કયાંથી કર્યું હશે, એનો તેને વિચાર આવતો. તેણે નિરંજના પાસે ખુલાસો માંગ્યો હતો, પરંતુ તેણે સંપૂર્ણ સાજા થઇ ગયા પછી જ એ બાબતનો ખુલાસો કરવા જણાવ્યું હતું.

દાકતર હવાફેર માટે રોજ સૂચન કરતા. સૂર્યકાન્ત વાત ઉડાવતો, પણ હવે નિરંજનાએ હઠ પકડી અને હજીરા જવું જ છે એવો ચોક્કસ નિર્ણય તેણે સૂર્યકાન્તને સંભળાવી દીધો. સૂર્યકાન્તની કોઇ પણ જાતની સામી દલીલ સાંભળવાની તેણે સાફ ના પાડી દીધી અને આસર વીરજીનાં સેનીટોરીયમમાં જગા મળવાની ચિઠ્ઠી ત્યાં રજુ કરી દીધી. કોઇ પણ પ્રકારની ચિંતા ન કરવાનું જણાવી નિરંજનાએ હજીરા જવાની તૈયારી કરી દીધી અને એક સવારે તેઓ હજીરા જવા ઉપડી ગયાં.

હજીરાની સૂકી હવાથી થોડા જ દિવસોમાં સૂર્યકાન્તની તબીયત સુધરી ગઇ. તેનાં જીવનમાં ફરી પાછી તાઝગી આવી અને એક મહિનાના હજીરાવાસ પછી સૂર્યકાન્ત-માંદગી ભોગવી ઉઠયો હોય એમ પણ કોઇને ન લાગે એવી તેની તબીયત થઇ ગઇ.

“ હવે તો તું મને કહે કે આ બધાં ખર્ચ માટે તું પૈસા ક્યાંથી લાવી ? ” એક રાત્રે વાળુ કરીને બેઠા પછી, સૂર્યકાન્તે નિરંજનાને આ પ્રશ્ન પૂછયો. નિરંજનાને હવે બધી વાત કહેવી પડી. નોકરીમાંથી 'રજા' મળવાની ખબરથી સૂર્યકાન્તને આઘાત

લાગ્યો; પણ, તેણે નિરંજનાને કાંઇ જણાવા દીધું નહિ. જ્યારે તેને ખબર પડી કે અત્યાર સુધી નિરંજનાની શિક્ષણવર્ગની કમાણીમાંથી જીવનનિર્વાહ ચલાવ્યો છે, ત્યારે તેને નિરંજનાની શક્તિ માટે માન ઉપજવા સાથે પોતાની લાચાર સ્થિતિ માટે ખેદ ઉપજ્યો. નિરંજના સામે તે ઓશીયાળાં મુખે જોઇ રહ્યો.

"આવું કરવાના છો એની મને પહેલાંથી ખબર હોત તો હું તમને આ વાત જ કહેત નહિ !" સૂર્યકાન્તનું ઓશિયાળું મુખ જોઇને નિરંજનાએ આ શબ્દો ઉચ્ચાર્યા. છતાં સૂર્યકાન્તનું મુખ પ્રફુલ્લ થયું નહિ એટલે નિરંજનાએ ફરી કહ્યું: "હજી તમારે આવું તોબરા જેવું જ મોઢું રાખવું છે ? અમને પણ મોઢું ચઢાવતાં આવડે છે હોં !"

હસતી નિરંજનાને મોઢું ચઢાવેલી હાલતમાં જોવાની ઇચ્છા ન હોવાથી સુર્યકાન્તે હસવાનો પ્રયત્ન કર્યો; છતાં એમાં રહેલી કૃત્રિમતા તેનાથી છૂપાવી શકાઇ નહિ.

"હજી તો મારે તમને ઘણું કહેવું છે, પણ આવું મોઢું ચઢાવી રાખો તે કોને વાત કરવાનું મન થાય ?" નિરંજનાએ ફરી કહ્યું.

"નિરૂ, તેં તો ગજબ કર્યો ! તારામાં આવી શકિત હશે, એની મને ખબર ન હતી. પરણ્યા પછી તને સુખી કરવાને બદલે હું તને દુઃખી કરી રહ્યો છું, મને એનું ભાન થાય છે, એટલે હું કયે મોઢે હસું એ મારાથી સમજાતું નથી."

"હવે એ બધું ટાલ્લું મારે નથી સાંભળવું. હું સુખી છું કે દુઃખી એ તમે ક્યાંથી સમજી શકો ? તમે સાજા થઇ ગયા એટલે હું તો મને પોતાને અત્યંત સુખી માની રહી છું. હવે જો ફરી આવી વાત કરશો તો યાદ રાખજો, હું અબોલા લઇશ." નિરંજનાએ ધમકી આપી.

“ પણ-નિરૂ... ” સૂર્યકાન્તે બોલવાનો પ્રયત્ન કર્યો; પરંતુ નિરંજનાએ તેને મોઢે હાથ દાબી દીધો અને કહ્યું: “ બસ, એક પણ શબ્દ હું સાંભળવા માંગતી નથી. મોઢું બંધ રાખી હું કહું તે સાંભળી લો. એના વિષે કાંઇ પણ દલીલ કરવાની નથી. મેં બધું નક્કી કરી રાખ્યું છે અને આપણે એ જ રીતે બધું કરવાનું છે. ”

પછી તેણે સૂર્યકાન્તને પોતાની યોજના સમજાવવા માંડી: “ જુઓ, પ્રથમ આપણે માથે જે દેવું છે તે પતાવી દેવાનું છે. ”

એમ કેવી રીતે કરવું એ પ્રશ્ન પૂછતો હોય એવી રીતે સૂર્યકાન્ત ફાટેલા ડોળાએ નિરંજના સામે જોઇ રહ્યો.

“ જુઓ, હાલમાં સોનાનો ભાવ સારો છે. મારી પાસે લગ્ન પ્રસંગે તમારે ત્યાંથી આવેલાં થોડાંક ઘરેણાં છે. એ ઘરેણાં ગળાવી નાખી, એ સોનું વેચી દઇશું તો સહેજે આપણે દેવાંમાંથી મુક્ત થઇ શકીશું. પછી આપણે કમાઇએ એટલું ખાઇએ, ભવિષ્યનું જે થાય તે ખરૂં ! ”

“ પણ તારાં ઘરેણાં... ” આશ્ચર્યચકિત નયને સૂર્યકાન્ત બોલવા જતો હતો તેને નિરંજનાએ ફરી અટકાવી કહ્યું: “ મેં તમને પહેલાં જ કહી દીધું છે કે તમારે કાંઇ પણ દલીલ કરવાની નથી. તમને એમ લાગતું હશે કે, એ સ્ત્રીધનનાં ઘરેણાંનો આવી રીતે ઉપયોગ કેમ થાય ? મને લાવવા માટે જ એ દેવું કરવું પડેલું છે, એટલે એ ઘરેણાં મને બધી ચિંતાનું મૂળ હોય એમ લાગ્યા કરે છે અને મારામાં મારા જીવનનિર્વાહ પૂરતું મેળવી લેવાની શકિત છે; એટલે સ્ત્રીધનની મારે મન ઉપયોગિતા નથી. ”

સૂર્યકાન્તે ફરી કાંઇક બોલવા પ્રયત્ન કર્યો, પણ નિરંજનાએ તેને બોલવા ન દીધો. નિરંજના આગળ કોણ જાણે કેમ, સૂર્યકાન્ત દબાઇ પણ ગયો.

નિરંજનાની યોજના હજી પૂરી થઇ ન હતી. તેણે આગળ ચલાવ્યું: "અને જુઓ, આપણે વિલેપારલેનાં બાલમંદિરમાં શિક્ષકશિક્ષિકા તરીકે કામ કરવાનું છે. એ પણ નક્કી થઇ ગયું છે. જુઓ, આ આપણી નિમણુંકનો આચાર્યનો આવેલો પત્ર." નિરંજનાએ એક પત્ર સૂર્યકાન્તને આપ્યો. તે તો વાંચીને સ્તબ્ધ જ થઇ ગયો ! નિરંજનામાં તેને કોઇ અપૂર્વ શકિત જણાઇ. નિરંજના આગળ પોતે તુચ્છ છે એમ તેને લાગવા માંડયું. અજાણ્યે નિરંજના આગળ તેનું માથું નમી ગયું.

થોડીક વાર બંને મૌન સેવી રહ્યાં. પછી સૂર્યકાન્તે મૌનભંગ કરતાં કહ્યું: "નિરૂ, તને હું શું કહું ? તારી આ બુદ્ધિ પર હું આફ્રીન થઈ જાઉં છું, પણ આપણા નિર્વાહ માટે તારે પણ નોકરી કરવી પડે એ વસ્તુ મને સાલે છે."

"તમારી એ વાત મને જરા પણ વજૂદવાળી લાગતી નથી. મારે નોકરી કરવી પડે, એ વસ્તુ તમને શા માટે સાલવી જોઇએ ? ટુંકી આવકમાં જીવનની જરૂરીઆતોને જતી કરી ઘસાઇ જવું અને છેવટે જીવનને વેડફી નાંખવું તેના કરતાં, જો બંને પોતપોતાની શકિત મુજબ જીવન નિભાવવામાં આર્થિક ફાળો આપી શકતાં હોય તો તેમ કરી, જીવનની મઝા શા માટે ન માણવી, એ મને કહેશો ?"

નિરંજનાની આ દલીલનો સૂર્યકાન્ત પાસે કાંઇ જવાબ ન હતો; છતાં પત્નીની કમાણીનો આધાર લેવો પડે એ બીના તેને કોઇને કોઇ રીતે ખટકયા કરતી હતી. તેણે ફરી કહ્યું:

'પણ તારી કમાણી પર મારે જીવવું ?"

"તમને હું એવો જ સામો પ્રશ્ન ન પૂછી શકું ?" નિરંજનાએ તરત જ ઉત્તર આપ્યો.

'પણ એ તો મારી ફરજ છે.'

'એવી ફરજ બરજમાં હું માનતી નથી. હું તો હવે સમાન હક્કની હિમાયતી બની છું અને એનાં પ્રથમ પગલાં તરીકે, હું આપ પોતાના પગ પર ઉભી રહેતાં શીખવા ધારૂં છું.' નિરંજનાએ જરા સખ્તાઇથી કહ્યું.

'પણ, આવી બાબતમાં કાંઇ સમાન હક્ક હોય ?'

'હું માનું છું. હું તો એક જ વાત સમજું છું. જો તમે મને માત્ર તમારી પત્ની જ માનતા હો અને એવી રીતે જ મારી તરફ વર્તવા માગતા હો તો તમે કહો તેમ કરવા હું તૈયાર છું. પણ જો તમે મને તમારી સાચી સાથી માનતા હો, તમારા સરખી મને ગણતા હો તો મેં ઉપર જણાવ્યા પ્રમાણેની યોજના જ વાસ્તવિક છે. હવે તમે કહો, તમે મને માત્ર પત્ની માનો છો કે સમાન સાથી ?'

હવે સૂર્યકાન્તથી કાંઇ કહી શકાયું નહિ. નિરંજનાની યોજના પ્રમાણે સૂર્યકાન્તે નવું જીવન શરૂ કર્યું : નિરંજનાનો સમાન હક્ક તેણે સ્વીકાર્યો તે સાથે નિરંજનાના કાર્યમાં ભાગ પડાવવાનો તેનો હક્ક પણ નિરંજનાને સ્વીકારવો પડ્યો. પરિણામે કેટલી ય સવારે અને સાંજે બંનેના પરિશ્રમના પરિપાકરૂપે મિષ્ટ રસોઇ બનતી.

દંપતીને સમાન હક્કના ભોગી કરવામાં દાક્તરનો હાથ હતો એની સૂર્યકાન્તને લાંબે સમયે ખબર પડી.

# ગામડાંની ગોદમાં

"નોનસેન્સ, આ તે કાંઇ 'લાઇફ' છે ! આપણને તો અહીં જરા પણ ગમતું નથી." ઉનાળાની રજામાં, ગામડાંઓમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાની ભાવનાથી, સરોજ અને યમુના સાથે ખેંચાઇ આવેલી સરલા, ત્રણ દિવસના ગ્રામ્યજીવનથી કંટાળી ગઇ. ગામડાંની લીલી હરિયાળીમાં સવારમાં ફરીને મુકામે આવતાં જ તેના દિલમાંથી એ ઉભરો નીકળી ગયો.

એ સાંભળીને સરોજ ધીમું હસી રહી. યમુનાના મુખ ઉપર કોઇ ખાસ ભાવ જણાયો નહિ.

"આ તે કાંઇ 'લાઇફ' છે ! અહીં નહિ મળે સીનેમા; કે નહિ મળે ટેનીસ કોર્ટ અને આ ગામડાંનાં રોંચા જેવા બૈરાં તો, સ્ત્રીઓથી પણ શરમાતાં લાગે છે. તને કેમ ગમે છે અહીં, સરોજ ?"

"મને કેમ ગમે છે ? મને અહીં સાચું જીવન લાગે છે. તારા સીનેમા કરતાં અહીંનાં, કુદરતનાં રમ્યદર્શનથી મારી આંખો વધારે તર બને છે. તારા ટેનીસકોર્ટ કરતાં, આ લીલી હરિયાળી-વાળાં ખેતરોમાં કલાકો સુધી રખડવામાં મને વધારે લહેજ્જત મળે છે."

"પણ અહીંના બૈરાં ! God forbid !" સરલાએ વધુ ફરિયાદ કરી.

" કેમ, એ બિચારી જેટલી ભોળી, અને નિખાલસ સ્ત્રીઓ મેં તારાં મુંબાઇમાં પણ જોઇ નથી. " સરોજે સ્પષ્ટ રીતે જણાવ્યું.

" પણ એ લોકો આપણી સાથે વાત કરતાં પણ શરમાય છે. તેમની સાથે આપણો મેળ કેમ ખાય ? " સરલાએ શંકા દર્શાવી.

" અહીં જ તારી ભૂલ થાય છે. તારી સાથે વાત કરતાં તેઓ શરમાતી નથી પણ તારા રૂઆબ આગળ તેઓની વાચા બંધ થઇ જાય છે. તેં તારો ઠસ્સો જરા સરખો પણ ઓછો કર્યો છે ? સહેજ પણ વિનયથી તેં અત્રેની કોઇ સ્ત્રીને બોલાવી છે ? જ્યારે હોય ત્યારે તું તેમના તરફ હલકી દૃષ્ટિએ જુએ છે, એ તેઓ સારી રીતે સમજે છે. શહેરની સ્ત્રીઓ કરતાં, સામાનું હૃદય પરખવામાં તેઓ ઓછી નિષ્ણાત નથી. " સરોજે સ્વભાવ પ્રમાણે કેટલીક તડને ફડ જેવી વાતો સંભળાવી દીધી.

" એ ગમે તેમ હોય. આપણને તો અહીં ગમતું નથી ! " સરલાના અભિપ્રાયમાં કાંઇ ફેર પડયો નહિ.

" નહિ ગમતું હોય તો અહીં બેઠાં બેઠાં ' નોવેલો ' વાંચ્યા કર ! "

એટલું કહીને સરોજ, યમુના સાથે, સાંજના કાર્યક્રમની ચર્ચા કરવા લાગી.

અને ફેશનોની તે શોખીન હતી. યમુના એ બન્નેની વચ્ચેની કોટિની હતી. બહુ સાદી પણ નહિ; તેમ બહુ શોખીન પણ નહિ. કોલેજમાં પ્રીવીયસ વર્ગથીજ ત્રણે એકઠી થઇ હતી અને ભણવામાં ત્રણે ઓછા વધતા પ્રમાણમાં હોશિયાર હોવાથી, એકી સાથે તેઓ ઇન્ટર આર્ટ્સ પસાર કરીને જુનીયર બી. એ. ના વર્ગમાં આવી હતી. ત્રણ ત્રણ વર્ષના સતત પરિચયને લીધે, તેમની વચ્ચે બહેનપણાં કેળવાયાં હતાં. રહેણી કરણીના ભેદ હોવા છતાં, ત્રણેનાં હૃદય ઠીક ઠીક મળી ગયાં હતાં. ત્રણેનાં કુટુંબોમાં એ ત્રણે જણીઓ કુટુંબીજનો જેવી મળી ગઇ હતી.

સરોજના પિતા, સુરત જીલ્લામાં એક જમીનદાર હતા. કેટલાંય ગામડાંઓમાં તેમની સેંકડો વીઘાં જમીન હતી. અને એમાંની ઘણી ખરી જમીન તેમણે ગણોતે ખેતી કરવા આપી દીધી હતી. છોકરાંઓની કેળવણીને અંગે તેમણે મુંબાઇમાં સ્થાયી નિવાસ કરી રાખ્યો હતો. છતાં, સુરતમાં અવારનવાર તેઓ રહેતા; અને ક્વચિત, ખેતરોવાળાં ગામોની મુલાકાત પણ લઇ આવતા. નાનપણમાં ચાર પાંચ વાર સરોજ પિતા સાથે આ ખેતરો ઉપર ગએલી; અને મૂળથીજ કુદરતની શોખીન હોવાથી, તે ખેડુત જીવન તરફ આકર્ષાઇ હતી. એને માટે તેણે કેટકેટલીય કલ્પના કરી રાખી હતી.

અભ્યાસમાં જેમ જેમ તે આગળ વધતી ગઇ, તેમ તેમ, તેના વિચારો, પણ વિકાસ પામતા ગયા. અર્થશાસ્ત્રના વિષય ઉપર તેને પક્ષપાત હતો એટલે અનેક નિષ્ણાત અર્થશાસ્ત્રીઓનાં પુસ્તકો તેણે વાંચ્યાં હતાં. આને અંગે હિન્દની પરિસ્થિતિનો અભ્યાસ કરવાની પણ તેને ફરજ પડી. હિન્દના તમામ ગામડાંઓ અને તેમાં વસતી દરિદ્ર અને કંગાળ, પણ હૃદયની ઉદાર, પ્રજા પ્રત્યે તેને ઉંડી સહાનુભૂતિ પ્રકટી. એ ગામડાંઓની પ્રજામાં જઇને

પોતાનાં જ્ઞાનનો કાંઇક લાભ નિરક્ષર પ્રજાને આપી શકાય તો કેવું સારૂં ? એવો તેને વિચાર આવતો. એ વિચારની સિદ્ધિનાં, કેટલાય દિવસોથી તે સ્વપ્ના સેવતી હતી.

અભ્યાસકાળ દરમ્યાન આ વિષયની વિચારણા જેમ જેમ વધારે થતી ગઇ, તેમ તેમ ગામડાંમાં જ જઇને વસવાની, અને બની શકે તેટલી સેવા કરવાની અભિલાષા ઉત્કટ સ્વરૂપ પામતી ગઇ. તેણે મનમાં એવો નિશ્ચય પણ કરી લીધો કે, ભાવિજીવનનું ક્ષેત્ર ગામડાંઓને બનાવવું. પરંતુ એવો સમય આવે તે પહેલાં, ગામડાં-ઓથી, ગામડાંઓના લોકોથી, ગામડાંનાં રીતરિવાજોથી, પરિચિત થવાની તેની ઇચ્છા હતી. એટલે, આ વખતની ઉનાળાની રજાઓ ક્યાં ગાળવી એ વિષે ત્રણ સખીઓ વચ્ચે ચર્ચા થતાં જ, તેણે દરખાસ્ત રજુ કરી;

" આ વખતે આપણે મારા પિતાનાં ખેતરો વાળાં કોઇ ગામમાં જઇએ. મઝા પડશે. "

આ દરખાસ્ત, રજુ થતાં જ, સરલાએ મોંઢું મચકોડયું: " ગામડાંમાં ! નોનસેન્સ ! માથેરાન કે મહાબળેશ્વર જેવી મજાહ ક્યાંય મળવાની નથી ! "

" હવે જોયાં તારાં માથેરાન ને મહાબળેશ્વર ! મને તો ત્યાં જરાય ગમતું નથી. ત્યાં મને જીવનની કૃત્રિમતા જ દેખાઇ છે. સાચી મઝા માણવી હોય તો કુદરતનાં ધામ સમાં ગામડાંઓની ગોદ જ સેવવી જોઇએ. "

ગામડાંઓનાં નામથી જ સરલાને સુગ આવી હતી. પણ, સરોજનો મક્કમ નિર્ણય હતો એટલે ક્યાં તો તેણે એકલા, મહાબ-ળેશ્વર કે માથેરાન જવું પડે એમ હતું; અથવા તો સરોજની સાથે ગામડાંઓમાં જવા તૈયાર થવું જોઇએ; યમુના ઘણું ખરૂં સરોજની

વિચારો તરફજ ઢળી પડતી એટલે પોતે એકલી પડી જાય, એ બીકે, તેણે સરોજનો સથવારો સ્વીકાર્યો. ગામડાંઓનાં જઇને નકામો વખત ગાળવા કરતાં, ગામડાંની નિરક્ષર બહેનોમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાનું તેમણે નક્કી કર્યું. જતાં પહેલાં, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરમાંથી અક્ષરજ્ઞાન યોજના અને તેને લગતાં શિખવવાનાં પુસ્તકો મંગાવી લીધાં. અને સર્વ તૈયારી કરી લીધી.

સરોજના પિતાની જમીન મોટે ભાગે મધુપુર અને તેની આસપાસનાં માઇલ બે ત્રણ માઇલ દૂરના અંતરે આવેલાં ગામડાંઓમાં હતી. એટલે મધુપુરમાં, ચાર પાંચ માણસોથી રહી શકાય એવો એક નાના ઘાટનો બંગલો તેમણે બંધાવ્યો હતો. આ બંગલામાં રહેવાની સર્વ સગવડ હતી. એટલે અગાઉથી એ બંગલો સાફસુફ કરાવી સરોજે ત્યાં રહેવાની ગોઠવણ કરાવી. રજાઓ પડયા પછી, એક અઠવાડિયે ત્રણે સખીઓ ગ્રામ્યજીવનનો આસ્વાદ લેવા નીકળી પડી.

મધુપુર જવા માટે, બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેમાં એક નાનકડાં સ્ટેશને ઉતરવું પડતું. અને ત્યાંથી બળદ ગાડાંમાં બેસીને સાત માઇલ જેટલે દૂર જવું પડતું. મધુપુર જવાનો રસ્તો પણ પથરાળ જમીનનો હતો એટલે, મુકામે પહોંચતાં, ગાડાંમાં લાગેલા હીલાઓથી જ, એસ્ફાલ્ટના રસ્તાઓ ઉપર મોટરની સહેલગાહ કરવાને ટેવાયલી સરલાનાં પાંસળાં ઢીલા થઇ ગયાં હતાં. યમુનાને પણ આ પ્રવાસ જરા સખ્ત લાગ્યો ખરો; અને સરોજ ઉપર ગ્રામ્યજીવનની મનોરમ કલ્પનામાં એ હીલાની ઝાઝી અસર થઇ નહિ.

મધુપુરના બંગલા આગળ, ગાડું ઉભું રહ્યું ત્યારે સરલાએ ' હા...શ ' કરીને રાહતનો શ્વાસ લીધો. ત્રણે સખીઓ ગાડાંમાંથી ઉતરી સાફ સુફ કરેલા બંગલામાં તેમણે પ્રવેશ કર્યો. સરોજ

તો તરત જ બિછાવી રાખેલા ઢોલીયા ઉપર ફસડાઇ પડી. એક કલાકે આ ગાડાંપ્રવાસનો તેનો થાક ઉતર્યો.

એક દરમ્યાન બંગલા આગળ છોકરાંઓનું તેમજ બીજા કેટલાક સ્ત્રી પુરૂષોનું ટોળું એકઠું થયું હતું. ગામડાંમાં, ગામના લોકોથી જુદી જ ભાત પાડતી વ્યકિતઓ જ્યારે આવે છે ત્યારે લોકોની કુતુહલ વૃત્તિ સજીવ બને છે. અને આતો ત્રણ સ્ત્રીઓ એકલી, આવી હતી. અને તેય બધી શહેરમાં રહેવાવાળી; એટલે એ ત્રણેને જોવા લોકોની જીજ્ઞાસા વધારે જાગૃત થઇ હોય એ સ્વાભાવિક હતું.

સરોજ અગાઉ બે ત્રણ વાર બેચાર દિવસ માટે આવી ગએલી, એટલે ગામના પટેલને સારી રીતે ઓળખતી. સરોજના પિતાની ખેતી પણ પટેલ કરતો અને આ બંગલો પણ સાચવતો. આથી પટેલ સરોજને સુપરિચિત હતો. ત્રણે સખીઓને તેડવા માટે ગાડું લઇને પણ પટેલ જ સ્ટેશન ઉપર આવ્યો હતો.

ગાડાંમાથી ઉતરી સરલા ઢોળીયા ઉપર આડી પડી. પણ સરોજ, કુવામાંથી કાઢેલા તાજાં પાણીથી મોઢું ધોઇ, સહેજ આરામ લઇ, એકઠાં મળેલા છોકરાં અને સ્ત્રી પુરૂષોની, પટેલ-દ્વારા ઓળખાણ કરવા લાગી. પટલાણી અને પટેલની પુત્રવધુ પણ ત્યાં હતી. પટલાણીને સરોજે ઓળખી કાઢી. તેને ઘરનાં સુખસમાચાર પૂછ્યા. પટેલની શરમાળ પુત્રવધુ તરફ તેની નજર પડી. તેની ઓળખાણ કરતાં જ, સરોજે તેને પાસે બોલાવી અને તેની સાથે એવાં હેતથી વાત કરી કે, એ તરૂણી તેના ઉપર મુગ્ધ થઇ ગઇ. આ બધા સમય દરમ્યાન યમુના સરોજ પાસે ઉભી રહી હતી પણ તે મોઢાંમાંથી શબ્દ સરખોય કાઢી શકી નહિં. સરોજના આ શરૂઆતનાં વર્તનથી જ તેના વિષે સારી છાપ પડી.

નાના બંગલામાં દરેક જાતની સગવડ હતી. પ્રાયમસ સ્ટવ જેવી શહેરમાં ઘર વરના ઉપયોગની વસ્તુ પણ ત્યાં હાજર હતી. પિતાના ઘણા આગ્રહ છતાં સરોજે રસોઇયાને લાવવાની સાફ ના પાડી હતી. ત્રણ સખીઓએ જાતે જ રાંધીને જમવાનો વિચાર રાખ્યો હતો. ઘર કામ માટે, પટેલે ગોઠવણ કરી હતી.

આમને આમ કલાક નીકળી ગયો એટલે સરોજે અંદર જઇ પ્રાયમસ સળગાવ્યો અને ચ્હા મૂકી. ચ્હા તૈયાર થવા આવતાં તેણે સરલાને બૂમ મારી :

" સરલા, ચ્હા પીવી છે, ને ચાલ તૈયાર થઇ ગઇ ! "

જાણે કોઇ મહાભારત કાર્યના પરિશ્રમથી થાકી ગએલી ન હોય, તેમ સરલા આળસ મરડીને ઉઠી અને ત્રણે સખીઓએ ચ્હા પીધી. ત્રણ સખીઓની તહેનાતમાં રહેલી પટેલની પુત્રવધુ રૂખડીએ ઘણો આગ્રહ કરવા છતાં ચ્હા ન પીધી,

ચ્હા પીધા પછી, ત્રણે સખીઓ રૂખડી સાથે થોડુંક રખડી આવ્યા. પ્રવાસનો પરિશ્રમ હતો, એટલે મુંબાઇથી બાંધી આણેલું ભાથું ખાઇને સાંજ નિભાવી લીધી. પટેલને ત્યાંથી તાજુ દૂધ આવ્યું હતું. તે પણ ઉપયોગમાં લીધું. સાકર ન નાખ્યા છતાં આ દૂધમાં કાંઇ ઓરજ મીઠાશ તેમને લાગી. રાત્રે તેઓ થાકને લીધે વહેલાં ઉંઘી ગયા. પટેલને આગ્રહ કરી રૂખીને તેઓએ પોતાની સાથેજ રાખી.

બીજી સવારે, તેઓ હરિયાળાં ખેતરોમાં ફરવા ગઇ. સવારનો વખત હતો એટલે ખેડુતો તેમજ મજુરો ખેતરોમાં જતાં હતાં. રૂખડી સાથે હતી. તે એમાંથી કોઇક કોઇકનો સરોજને પરિચય કરાવતી. સરોજની લગોલગ રૂખડી ચાલતી. અને સરોજ સાથે તે છૂટથી બોલતી. ભૂલે ચૂકે, તે સરલાની લગોલગ આવી જતી, તો સરલા

બેસી જતી. બે એક વખત, સરલાનું આવું વર્તન જોતાં, રૂખી સમજી ગઈ અને સરલાથી તે દૂર રહેવા લાગી.

પહેલા ત્રણ દિવસ સુધી, સવારે કલાકેક, ફરવું, આવીને રસોઈ કરી જમવું, બપોરે આરામ લેવો, ચ્હાપાણી કરી વળી રખડવા જવું, અને સાંજે આવી, વાળુ કરી સૂઈ જવું, આટલો કાર્યક્રમ રહ્યો. એટલા ત્રણ દિવસમાં તો સરલા કંટાળી ગઈ અને તેણે પોતાનો કંટાળો વ્યક્ત પણ કર્યો.

[ ૩ ]

“ રૂખી, તને કાંઈ ગાતાં આવડે છે કે ? ” એક સાંજે, નદીને કિનારે કિનારે ફરતાં સરોજે પ્રશ્ન કર્યો અને રૂખી શરમાઈ ગઈ. તેણે કાંઈ પણ ઉત્તર ન આપ્યો. આજે બધાયે એક એક ગીત ગાવાનું નક્કી કર્યું હતું. સરોજે પહેલ કરી, એક સુંદર ગીત ગાયું. તે પછી, યમુનાનો વારો આવ્યો; અને પછી સરલાનો વારો આવ્યો. ત્રણેના વારા પૂરા થઈ ગયા; એટલે સરોજે ફરી કહ્યું:

“ રૂખી, હવે તું ગા ! ”

“ મને શ્યૂં આવડે બોન ! ” રૂખીએ કહ્યું.

“ જે આવડે તે ગા ! ” સરોજે આગ્રહ કર્યો. કેટલીક આનાકાની પછી, રૂખીએ એક ગ્રામ્યગીત લલકાર્યું. એના કંઠની મીઠાશ, અને ગાવાની હલકથી, ત્રણે સખીઓ મુગ્ધ થઈ. ગીતની ભાવના ભક્તિભરપૂર હતી.

“ વાહ, કેવું સરસ ગાય છે ! ” સરોજે નિખાલસ રીતે વખાણ કર્યાં.

“ મશ્કેરી શ્યૂં કરો સો બોન ! ” રૂખીને એ પ્રશંસામાં પણ મશ્કરી લાગી.

"રૂખી, મશ્કરી નથી; તું સાચે જ ઘણું સારું ગાય છે, તને બીજાં ગીતો આવડે છે ?"

"બે ચાર આવડે સે. પણ તમારાં જેવાં નહિ તો !"

"અમારાં જેવાં ગીત તને ગમે ?"

"કેવાં હારાં સે."

"તારે એવાં ગીત શીખવાં છે ?"

"અમને એ કુણ શીખવે બોન !"

"હું શીખવીશ. આજ રાતે જ." સરોજે અક્ષરજ્ઞાન-પ્રચારનાં કાર્ય માટેની ભૂમિકા તૈયાર કરવા માંડી.

રૂખીને ગાવાનો આગ્રહ કરતી વખતે જ સરલાને લાગ્યું હતું કે આ કાંઇક વધારો પડતું થાય છે. પરંતુ, રૂખીનો મધુર સ્વર સાંભળ્યા બાદ, સરલા ઠંડી પડી ગઇ. હવે સરોજ આગળ વધીને, તેને બીજાં ગીતો શીખવવા તૈયાર થઇ હતી. સરલાને આ ન ગમ્યું. તેના ચહેરા ઉપર એ અણગમો સ્પષ્ટ થયો. રૂખીની દૃષ્ટિ એ ચહેરા તરફ પડી. અને તરત જ, સરોજે આપેલી આશાથી પ્રફુલ્લ થએલું તેનું મુખ ઉતરી ગયું.

સરોજે પોતાનું કાર્ય શરૂ કરી દીધું. તે રાતે જ, રૂખી બે ગીત શીખી ગઇ. બીજી સવારે ફરવા જતી વખતે એ ગીત રૂખીએ ગાઇ સંભળાવ્યાં. અઠવાડિયામાં તો રૂખી, દશ બાર નવાં ગીતો શીખી ગઇ. રૂખીને એ શિખવવા સાથે સરોજે તેની બીજી કોઇ સહિયરોને પણ એ ગીતો શિખવાં હોય તો તેડી લાવવા જણાવ્યું. એટલે, આઠ દશ દિવસ પછી, તો સરોજના બંગલામાં બાર પંદર સરખી સહિયરો એકઠી થવા માંડી. ધીમે ધીમે સરોજે તેઓ સમક્ષ, ગીતો સાથે, આવાં ગીતોવાળી ચોપડીઓ વાંચી શકાય તે માટે, અક્ષરજ્ઞાન આપવાની વાત છેડી. અને બધાંને ગળે વાત ઉતરી.

એટલે સરોજે અક્ષરજ્ઞાન આપવાનું કાર્ય શરૂ કર્યું. આ બધાં કાર્યમાં યમુના બનતી મદદ કરતી. પણ આ ગ્રામ્ય લોકો સાથે મળવામાં સરલાને નાનમ લાગતી એટલે તે એ કામમાં ભેળાતી નહિ. ક્યાં તો ઢોલિયામાં પડી વાંચ્યા કરતી, અથવા ઉંઘી જતી. પરિણામ એ આવ્યું કે, સરોજ અને યમુના સાથે છૂટથી બોલતી એ ગામડાંની ગોરીઓ, સરલા આગળ બોલતી જ બંધ થઇ જતી.

મહિનામાં તો સરોજને બંગલે રાત પડે એટલે, ગામડાંની નાની મોટી સ્ત્રીઓની ઠઠ જામતી થઇ ગઇ. સરોજના મોજીલા સ્વભાવે બધાંને મુગ્ધ કર્યાં હતાં. તેમાં આ ભણાવવાની વાતે તો તેને માટે અત્યંત માન ઉપજાવ્યું હતું. એકલું અક્ષરજ્ઞાન આપવાનાં જ કાર્યમાં મંડયા ન રહેતાં, સરોજ અને યમુના તેમને સુંદર સુંદર વાર્તાઓ કહેતી. બીજા દેશોના ખેડુતો કેવી રીતે રહે છે, તે વખતોવખત જણાવતી અને એ રીતે, સ્વચ્છતા અને સુઘડતા જાળવવાનો પરોક્ષ બોધ આપતી. ઘરનાં બારણાં આગળ જ ગંદકી કરવાથી, રોગનાં જંતુઓ પાકે છે અને પછી, ઘરમાં માંદગી પ્રવેશે છે, તે મનમાં ઠસી જાય એવી રીતે તે સમજાવતી. સવારે ન્હાવાથી શરીરનો મેલ ધોવાઇ જાય છે; એમ તેણે એટલી સુંદર રીતે ઠસાવ્યું કે, ગામની ઘણી ખરી સ્ત્રીઓ સવારમાં વહેલી ઉઠી, ન્હાઇ ધોઇને જ કામે જવા લાગી. બે મહિનામાં ગામમાં ઠીક ઠીક પ્રમાણમાં સરોજની સુવાસ ફેલાઇ રહી. હવે ભાગ્યે જ કોઇ ઘર આગળ ગંદકી જણાતી. દશ બાર છોકરીઓ ઠીક ઠીક વાંચતી પણ થઇ ગઇ.

હવે તેમને પાછા જવાનો સમય આવી લાગ્યો. ગામલોકોનાં હૃદય સરોજે તેમજ યમુનાએ જીતી લીધાં હતાં. આટલા સમય છતાં, સરલા, કોઇની સાથે મળી શકી ન હતી. તેનું વૈભવમાં ઉછરેલું

માનસ આમવર્ગનાં હૃદયને પિછાનવા શક્તિમાન ન હતું. એટલે, કોઇને સરલા માટે કાંઇ માન ઉપજ્યું ન હતું.

વિદાય થવાનો સમય આવી રહ્યો. જવાની બધી તૈયારી થઇ રહી. રૂખી, રડતી રડતી એ સર્વ કામમાં મદદ કરતી. અઢી મહિનામાં રૂખી, સરોજ સાથે એટલી તો હળી ગઇ હતી કે એકવાર સરોજની સાથે તે મુંબાઇ જવા પણ તૈયાર થઇ ગઇ. પણ, પોતાનાં કુટુંબને છોડીને ત્યાં જવાનું તેને પછીથી ગમ્યું નહિ. સરોજની સૌથી વધુ પ્રબળ અસર પણ રૂખી ઉપર પડી. જો શહેરની છોકરી જેવો પોશાક તેને પહેરાવવામાં આવે તો તે ગામડીયણ છે એમ પણ કોઇને લાગે નહિ, એટલી પ્રબળ અસર રૂખી ઉપર પડી હતી.

સ્ટેશને જવાના સમયે આખું ગામ બંગલા આગળ એકઠું થયું.

" હવે બેન ક્યારે આવશો ? " એવા એવા સવાલો પૂછાવા લાગ્યા અને તે સાથે, સરોજની પ્રશંસા પણ સર્વ કરવા મંડયા. પાદર સુધી વળાવ્યા બાદ તેઓ પાછા ફર્યાં. રૂખી તો પાદર પછી પણ ગાડાંમાં બેસી રહી. સ્ટેશન સુધી જવાની તેણે હઠ પકડી હતી અને તે હઠને સરોજે ઉત્તેજન આપ્યું એટલે પટેલનું કાંઇ ચાલ્યું નહિ.

સ્ટેશન આવ્યું. ગાડીને થોડીકવાર હતી એટલે સરોજે રૂખી સાથે થોડીક વાતો કરી લીધી. શિખેલાં ગીતો ભૂલી ન જવાય એની કાળજી રાખવા સરોજે ભારપૂર્વક આગ્રહ કર્યો. અને વાચવાનું તેમજ લખવાનું જે થોડું ઘણું શિખી છે તે ન ભૂલી જતી એમ પણ જણાવ્યું.

ગાડી આવી પહોંચી. ગાડીમાં બેસતી વખતે રૂખી સરોજને ભેટી પડી. તેની આંખમાંથી ચોધાર આંસુ સરી રહ્યાં.

ગાડી ઉપડવાનો વખત થઇ એટલે રૂખીનાં આંસુ લૂંછી, સરોજે તેને શાન્ત પાડી.

વ્હીસલ વાગતાં ગાડી ઉપડી. સરોજે બૂમ મારીઃ “ રૂખી, મને ભૂલતી નહિ હો ! ” એટલા શબ્દો સાથે, બારીમાંથી ડોકાવતાં સરોજની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. બીજી બારીએથી, યમુનાની આંખો ભીની થઇ ગઇ. અને રડતી આંખોએ રૂખી કેટલોય સમય સુધી પસાર થતી ગાડીને એકીટસે જોઇ રહી.

“ કેવું નિર્દોષ જીવન ! ” સરોજના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયો.

આખી વેકેશન બગાડવાનું પાપ કર્યું હોય એમ સરલા સરોજ તરફ સરોષ જોઇ રહી.

# કાકી સમજ્યાં

વિનોદ છ વર્ષનો થયો એટલામાં જ તેના મા અને બાપ આઠ આઠ દિવસને આંતરે પ્લેગના ચેપી ઉપદ્રવમાં સપડાઇ મરણ પામ્યાં. ભર્યા સંસારમાં તે અનાથ થઇ પડયો. તેનું કહી શકાય એવું, એ છ વર્ષના બાલક, માટે કોઇ રહ્યું નહિ. પરિણામે અનાથ વિનોદ, તેની કાકીનો આશ્રિત બન્યો.

કાકી સુલોચના, વિધવા હતાં. અતુલ સંપત્તિ મૂકીને વિનોદના કાકા અવસાન પામ્યા હતા. તેમને કાંઇ સંતાન હતું નહિ એટલે સુલોચના કાકીએ અનાથ વિનોદનો હાથ સાહ્યો અને તેને એ અતુલ સંપત્તિના વારસ તરીકે, પુત્રવત્ ઉછેરવા માંડયો. કાકીની વત્સલતાએ વિનોદને એક ખાનદાન કુટુંબના નબીરાને છાજે એવી રીતે ઉછેરવા માંડયો. વિનોદને સંસ્કારી બનાવવા માટે, કાકી તેના પર જાતિદેખરેખ રાખતાં. પોતાની આબરૂ પ્રતિષ્ઠા જાળવે એવો વિનોદ થાય, એવી કાકીની અભિલાષા હતી. એ અભિલાષાને પાર પાડવા માટે જોઇતી દરેક કાળજી કાકીએ રાખવા માંડી.

સુલોચના કાકી, પ્રભાવશાળી હતાં, સંસ્કારી હતાં, અને કુળ માટે ઘણાં જ અભિમાની હતાં. કાકાએ ઠીક ઠીક માલમિલકત જમા કરી હતી, એટલે પૈસાદાર પણ હતાં. તેથી તેમની દરેક પ્રકારની જરૂરીઆત પોષાતી. થોડા સમયમાં તેમણે ઠીક ઠીક પ્રતિષ્ઠા મેળવી

લીધી હતી અને કાકાના અવસાન પછી પણ એ પ્રતિષ્ઠા પૂરેપૂરી જળવાઇ રહે એવી રીતનો તેઓ વ્યવહાર રાખતાં હતાં. કદિક તેમને, કાંઇ સંતાન ન હોવાથી, ગ્લાનિ થઇ આવતી. પણ વિનોદને ઉછેરવાની ફરજ તેમણે જાતે ઉપાડી લીધા પછી, તેમનો સ્નેહ વિનોદ તરફ વળ્યો. અનાથ વિનોદ કાકીની અતુલ સંપત્તિનો વારસદાર બન્યો.

વિનોદ બાર વર્ષનો થયો ત્યાંસુધી તેને ઘરેજ શિક્ષણ આપવાની યોજના કરવામાં આવી હતી. જુદા જુદા વિષયોના શિક્ષણ માટે જુદા જુદા શિક્ષકો રાખ્યા હતા. સુરતમાં મળી શકતા સારામાં સારા શિક્ષકો કાકીએ રોક્યા હતા. વિનોદ બુદ્ધિશાળી હતો અને તેને સારા શિક્ષકોનો લાભ મળવાથી તેની બુદ્ધિ સારા પ્રમાણમાં ખીલી ઉઠી. કાકી તેને જરા પણ વ્હીલો મૂકતાં નહિ; તેમ એકલો અટુલો બહાર પણ જવા દેતાં નહિ. પરિણામે તે ઘરકુકડી જેવો રહ્યો. બહારની દુનિયાનો તેને કાંઇ ખ્યાલ આવ્યો નહિ.

તેરમે વર્ષે તેને સાર્વજનિક હાઇસ્કુલમાં અંગ્રેજી ચોથા ધોરણમાં મૂકવામાં આવ્યો અને બરાબર ચાર વર્ષે તે મેટ્રીક થયો. મેટ્રીક થયા બાદ, તેને મુંબાઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં મૂકવાનું ઠરાવવામાં આવ્યું. કેટકેટલા ઉપદેશો સાથે કાકીએ તેને મુંબાઇ મોકલ્યો. કોલેજની હોસ્ટેલમાં જ રહેવાનું નક્કી કર્યું હતું. કાકીએ પોતાની ખાનદાની અને પ્રતિષ્ઠા જાળવી રાખવા માટે ખાસ આગ્રહ કર્યો હતો. બેબે દિવસે લખાતા પત્રોમાં પણ કાકી એ બાબતનો ખાસ આગ્રહ રાખતાં અને વિનોદ કાકીને એ બધી બાબતની કાળજી રાખવાની ખાત્રી આપતો. જો કે હોસ્ટેલનાં જીવનની અસર કેટલેક અંશે વિનોદ ઉપર થઇ હતી.

વિનોદ સીનીયર બી. એ. ના વર્ગમાં આવ્યો. બીજી ટર્મ હાલમાં જ શરૂ થઇ હતી. સુરતથી તેને મુંબાઇ આવ્યાને હજી

પંદર દિવસ પણ થયા ન હતા. તેટલામાં એક દિવસ સવારે અચાનક કાકીનો તાર આવ્યો. તેને તરત જ વળતી ગાડીએ સુરત બોલાવ્યો હતો. કોઇ પણ જાતની આવી ઉપાધિથી અણટેવાયલો વિનોદ કાકીના તારથી ગભરાયો. કાકીએ તાર કરી શા માટે બોલાવ્યો હશે ? તેને અનેક વિચારો આવવા લાગ્યા. કાકીને કાંઇ થયું નહિ હોય ? કાકી માંદા તો નહિ હોય ? અનેક સંકલ્પવિકલ્પ કરતાં તેણે આખો દિવસ વિતાવ્યો. પ્રિન્સિપાલ અને બૉર્ડિંગ સુપરિન્ટેન્ડન્ટને મળી તેણે રજા લીધી. સુપરિન્ટેન્ડન્ટે તેને ધીરજ આપી; અને રાત્રિની સવાદશની લોકલમાં બેસી વિનોદ સવારે સુરત આવ્યો.

ઘરે આવી તરત જ વિનોદે કાકીની ખબર પૂછી. કાકીને સાજાં સમાં જોઇ તેને આનંદ થયો. પણ આમ અચાનક તાર કરીને બોલાવવાનું કારણ તેની સમજમાં આવ્યું નહિ.

" તમારી તબીયત સારી છે ને ? " વિનોદે કાકીની ખબર પૂછી.

" હા; તે સંબંધમાં કાંઇ ચિંતા કરવાની નથી. મેં તને કેટલીક ખાસ વાત કરવા બોલાવ્યો છે. આપણે જમીને બપોરે વાત કરીશું. " કાકીએ સ્વસ્થતાથી તેમજ ગંભીરતાથી જવાબ આપ્યો.

વિનોદની ચિંતાનું કારણ વધ્યું. એવું શું હશે ? એ વિચારમાં ને વિચારમાં જમવાનો વખત થઇ ગયો. જમી રહ્યા પછી કાકીએ તેને થોડીવાર આરામ લેવા જણાવ્યું. બપોર પછી, ચ્હા પીતી વેળા જ વાતચીત કરવાનું તેમણે નક્કી કર્યું.

અને એ સમય પણ આવી પહોંચ્યો. વિનોદે કાકી સાથે બેસીને ચ્હા પીધી. પછી કાકીએ વાત ઉપાડીઃ

" જો વિનોદ, તું સારી રીતે જાણે છે કે હું તને કેટલા પ્રેમથી ચાહું છું. મેં તને, મારા પુત્ર તરીકે માન્યો છે. મારી આશા

એક માત્ર તારા ઉપર છે. તારા કાકા જે આ અતુલ સંપત્તિ મૂકી ગયા છે તેનો ભોગવનાર તું છે. એ સંપત્તિ સાથે તારા કાકાએ જમાવેલી, અને અત્યાર સુધી મેં જાળવી રાખેલી આબરૂ, પ્રતિષ્ઠા પણ તારે જાળવવાની છે. તને એવી રીતના સંસ્કારવાળો બનાવવા મેં દરેક પ્રકારની કાળજી લીધી છે એ તું જાણે છે. એટલે, તારા કાકા કાકીની આબરૂ કે ખાનદાનીને સહેજ પણ આંચ આવે એવું કોઇ પગલું તું નહિ જ ભરે -એટલી હું અપેક્ષા રાખું તો કાંઇ ખોટું નથી. એ સાચું ને ?"

"આપનું કહેવું તદ્દન સાચું છે. આપે મને અનાથને આપનો કરી, મારા માતા પિતાની ગરજ સારી છે. મને, તો તમેજ મા અને બાપ સમાન છો. આપે મારામાં જે સંસ્કારનાં બીજ વાવ્યાં છે અને મને જે શિક્ષણ આપ્યું છે તેને શોભાવવા હું મારાથી બની શકતું સર્વ કાંઇ કરવા તૈયાર છું અને એ મારી ફરજ છે. અત્યાર સુધી આપની લાગણી દુઃખાય વા કે પૂજ્ય કાકાશ્રીનાં નામને આંચ લાવે એવું એક પણ વર્તન મારાથી થયું હોય એવું મારા ખ્યાલમાં નથી. એવો કોઇ દોષ મારાથી થયો હોય તો મારૂં તરત જ ધ્યાન ખેંચશો."

"હા; અત્યારસુધી તારાં વર્તનમાં મને કાંઇ પણ દોષ જણાયો નથી. પરંતુ, એક વાત મારે કાને ઉડતી ઉડતી આવી છે, એટલે તે વિષે તને પૂછી, મારે ખુલાસો મેળવવો જોઇએ. આથી જ તને તાર કરી મેં અત્રે બોલાવ્યો છે."

"આપ જે કાંઇ પૂછશો તેનો હું ચોક્કસ ખુલાસો કરીશ."

"હું ઇચ્છું છું કે તું કાંઇ પણ વાત છાની રાખ્યા વિના સ્પષ્ટ ઉત્તર આપીશ."

"એ બાબતની હું ખાત્રી આપું છું."

"તારી કોલેજમાં પદ્મા શાહ નામની કોઇ છોકરી છે ?"

"હા; મારા વર્ગમાં જ છે. પ્રીવીઅસથી અમે એક સાથે અભ્યાસ કરીએ છીએ. એ છોકરી ઘણી હુશિયાર છે. તેના પિતા સોલીસીટર છે અને......"

"એ બધું ઠીક; મારે એ કેવી હુશિયાર છે. અને એનો બાપ શો ધંધો કરે છે તે જાણવું નથી. તેઓ આપણી ન્યાતના નથી એ વાત સાચી છે ને ?"

"હા; પણ તેઓ વણિક છે અને ઘણાં જ સંસ્કારી છે."

"તે બધું કાંઇ નહિ. તારે એ છોકરી સાથે ઝાઝો સંબંધ રાખવો નહિ. તને એ છોકરી પ્રત્યે સ્નેહ હોવાનું મારી જાણમાં આવ્યું છે. એ મને વાજબી નથી લાગતું. આપણાથી આપણી જ્ઞાતિને તરછોડી, બીજી જ્ઞાતિની છોકરી લાવી શકાય નહિ. એમ કરવાથી આપણી ખાનદાની લાજે. આપણે બ્રાહ્મણ, તે વાણિયા. આપણો સંબંધ શક્ય નથી. આપણા બાપદાદાની આબરૂ..."

વિનોદના મુખ ઉપરથી ગ્લાનીની એક રેખા ફરી વળી; મુખ ઉપર અનેક ભાવો આવીને પસાર થઇ ગયા. લાંબા સમયથી સેવેલી આશા જાણે પડી ભાંગતી હોય એવો તેને અનુભવ થયો. થોડીવાર સુધી તે કાંઇ પણ બોલી શક્યો નહિ.

"કાકીશ્રી, પણ..." વિનોદ કાંઇક સમજાવવા પ્રયત્ન કરતો હોય એમ લાગ્યું.

"એ પણ ને બણ કાંઇ નહિ ચાલે. હું તને સ્પષ્ટ કહી દઉં છું કે, આ વસ્તુ શક્ય નથી. અને તારે એ પદ્મા સાથેનો સંબંધ છોડી દેવો જોઇએ. હું તારે માટે જ્ઞાતિની કોઇ યોગ્ય છોકરીની શોધમાં જ છું. હું બેઠી છું ત્યાંસુધી તારે એ બાબતમાં કાંઇ ચિંતા કરવાની જરૂર નથી." કાકીએ છેવટનો નિર્ણય સંભ-

ળાવી દીધો. અને ઉપદેશના બીજા બેચાર શબ્દો વધુ સંભળાવી, કાકી ત્યાંથી ચાલ્યાં ગયાં. ખાનદાની, આબરૂ અને પ્રતિષ્ટા એ શબ્દો ઉપદેશમાં મુખ્ય સ્થાન ધરાવતા હતા, એ કહેવાની જરૂર નથી.

વિનોદ ત્યાં જ વિચાર કરતો બેસી રહ્યો. તેની આંખ આગળથી ભાવિ જીવનની અનેક કલ્પનાઓ સરી પડવા લાગી. પદ્મા સાથે લાંબા સમયથી સેવેલાં સ્નેહનાં સ્વપ્નાં એકદમ સરી પડયાં. બી.એ. થયા પછી, કાકીને વાત કરી, પદ્મા સાથે લગ્ન કરવાનો તેનો વિચાર હતો. આગળ વધેલાં સુલોચના કાકી, આ સંબંધમાં કાંઇ પણ વાંધો લેશે એવી કલ્પના સરખી પણ, વિનોદને આવી નહતી. એટલે કાકીશ્રીએ જણાવેલા છેવટના નિર્ણયથી તેને અત્યંત આઘાત લાગ્યો. એક વખત તેને એવો પણ વિચાર આવ્યો કે, કાકીશ્રીને સાફ સાફ જણાવી દેવું કે, એમ બની શકે એમ નથી. પરંતુ તરત જ તેને પાછો વિચાર આવતો. તે ૭ વર્ષનો હતો ત્યારે અનાથ થયો, તે વખતે કાકીએ તેને પાળ્યો,પોષ્યો, તેને આટલો સંસ્કારી બનાવ્યો અને સમાજમાં તે કાંઇક સ્થાન ધરાવતો થયો. એ કાકીની લાગણી દુઃખવીને કાંઇ પણ કાર્ય કરવામાં તેને ઔચિત્ય ન લાગ્યું. કાકીની અતુલ સંપત્તિ તેના હાથમાંથી સરી જાય એ પણ શક્ય હતું. પરંતુ સ્નેહને ખાતર એ અતુલ સંપત્તિને જતી કરવા તે તૈયાર હતો. માત્ર, પોતાને પાળી, પોષીને સંસ્કારી બનાવનાર માતાસમાં કાકીનાં હૃદયની લાગણી દુઃખવવાને તેનું દિલ ચાલતું ન હતું. એટલે. તેણે કાકી સાથે કાંઇ પણ પ્રકારની તડજોડ કરવાનું અત્યારે યોગ્ય ન ધાર્યું.

તે રાત્રે જ વિનોદ પાછો મુંબાઇ આવવા ઉપડયો. કાકી તેને ગાડી ઉપર મૂકવા આવ્યાં હતાં. ગાડી ઉપડતી વેળા તેમણે વળી કહ્યું: “ જો, બેટા, વિનોદ, મેં કહ્યું તે ધ્યાનમાં રાખજે. તારા

" તારી કોલેજમાં પદ્મા શાહ નામની કોઇ છોકરી છે ? "

" હા; મારા વર્ગમાં જ છે. પ્રીવીઅસથી અમે એક સાથે અભ્યાસ કરીએ છીએ. એ છોકરી ઘણી હુશિયાર છે તેના પિતા સોલીસીટર છે અને......"

" એ બધું ઠીક; મારે એ કેવી હુશિયાર છે. અને એનો બાપ શો ધંધો કરે છે તે જાણવું નથી. તેઓ આપણી ન્યાતના નથી એ વાત સાચી છે ને ?"

" હા; પણ તેઓ વણિક છે અને ઘણાં જ સંસ્કારી છે. "

" તે બધું કાંઇ નહિ; તારે એ છોકરી સાથે ઝાઝો સંબંધ રાખવો નહિ. તને એ છોકરી પ્રત્યે સ્નેહ હોવાનું મારી જાણમાં આવ્યું છે. એ મને વાજબી નથી લાગતું. આપણાથી આપણી જ્ઞાતિને તરછોડી, બીજી જ્ઞાતિની છોકરી લાવી શકાય નહિ. એમ કરવાથી આપણી ખાનદાની લાજે. આપણે બ્રાહ્મણ, તે વાણિયા. આપણો સંબંધ શક્ય નથી. આપણા બાપદાદાની આબરૂ..."

વિનોદના મુખ ઉપરથી ગ્લાનીની એક રેખા ફરી વળી; મુખ ઉપર અનેક ભાવો આવીને પસાર થઇ ગયા. લાંબા સમયથી સેવેલી આશા જાણે પડી ભાંગતી હોય એવો તેને અનુભવ થયો. થોડીવાર સુધી તે કાંઇ પણ બોલી શક્યો નહિ.

" કાકીશ્રી, પણ..." વિનોદ કાંઇક સમજાવવા પ્રયત્ન કરતો હોય એમ લાગ્યું.

" એ પણ ને બણ કાંઇ નહિ ચાલે. હું તને સ્પષ્ટ કહી દઉં છું કે, આ વસ્તુ શક્ય નથી. અને તારે એ પદ્મા સાથેનો સંબંધ છોડી દેવો જોઇએ. હું તારે માટે જ્ઞાતિની કોઇ યોગ્ય છોકરીની શોધમાં જ છું. હું બેઠી છું ત્યાંસુધી તારે એ બાબતમાં કાંઇ ચિંતા કરવાની જરૂર નથી. " કાકીએ છેવટનો નિર્ણય સંભ

ળાવી દીધો. અને ઉપદેશના બીજા બેચાર શબ્દો વધુ સંભળાવી, કાકી ત્યાંથી ચાલ્યાં ગયાં. ખાનદાની, આબરૂ અને પ્રતિષ્ઠા એ શબ્દો ઉપદેશમાં મુખ્ય સ્થાન ધરાવતા હતા, એ કહેવાની જરૂર નથી.

વિનોદ ત્યાં જ વિચાર કરતો બેસી રહ્યો. તેની આંખ આગળથી ભાવિ જીવનની અનેક કલ્પનાઓ સરી પડવા લાગી. પદ્મા સાથે લાંબા સમયથી સેવેલાં સ્નેહનાં સ્વપ્નાં એકદમ સરી પડયાં. બી.એ. થયા પછી, કાકીને વાત કરી, પદ્મા સાથે લગ્ન કરવાનો તેનો વિચાર હતો. આગળ વધેલાં સુલોચના કાકી, આ સંબંધમાં કાંઇ પણ વાંધો લેશે એવી કલ્પના સરખી પણ, વિનોદને આવી નહતી. એટલે કાકીશ્રીએ જણાવેલા છેવટના નિર્ણયથી તેને અત્યંત આઘાત લાગ્યો. એક વખત તેને એવો પણ વિચાર આવ્યો કે, કાકીશ્રીને સાફ સાફ જણાવી દેવું કે, એમ બની શકે એમ નથી. પરંતુ તરત જ તેને પાછો વિચાર આવતો. તે ૭ વર્ષનો હતો ત્યારે અનાથ થયો, તે વખતે કાકીએ તેને પાળ્યો,પોષ્યો, તેને આટલો સંસ્કારી બનાવ્યો અને સમાજમાં તે કાંઇક સ્થાન ધરાવતો થયો. એ કાકીની લાગણી દુઃખવીને કાંઇ પણ કાર્ય કરવામાં તેને ઔચિત્ય ન લાગ્યું. કાકીની અતુલ સંપત્તિ તેના હાથમાંથી સરી જાય એ પણ શક્ય હતું. પરંતુ સ્નેહને ખાતર એ અતુલ સંપત્તિને જતી કરવા તે તૈયાર હતો. માત્ર, પોતાને પાળી, પોષીને સંસ્કારી બનાવનાર માતાસમાં કાકીનાં હૃદયની લાગણી દુઃખવવાને તેનું દિલ ચાલતું ન હતું. એટલે. તેણે કાકી સાથે કાંઇ પણ પ્રકારની તડજોડ કરવાનું અત્યારે યોગ્ય ન ધાર્યું.

તે રાત્રે જ વિનોદ પાછો મુંબાઇ આવવા ઉપડયો. કાકી તેને ગાડી ઉપર મૂકવા આવ્યાં હતાં. ગાડી ઉપડતી વેળા તેમણે વળી કહ્યું: “ જો, બેટા, વિનોદ, મેં કહ્યું તે ધ્યાનમાં રાખજે, તારા

કાકાની પ્રતિષ્ઠાને, તારી કાકીની આબરૂને લાંછન લાગે એવું કાંઇ કરતો નહિ. " તેમની આંખો જાણે ભીની થતી લાગી.

વિનોદની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં; કાકીના ખોળામાં તેણે માથું મૂકી દીધું. કાકીએ તેના વાંસો પસવાર્યો. ગાડી ઉપડી. " સંભાળીને રહેજે. " એવી છેવટની કાકીની ચેતવણી તેને કાને અથડાઇ.

બીજી સવારે વિનોદ હૉસ્ટેલમાં આવી પહોંચ્યો. તેનું હમેશનું હસતું મોઢું કરમાઇ ગએલું લાગ્યું. પાસે રહેતા સહાધ્યાયીઓને, 'કાકીની તબીયત સહેજ બગડવાથી બોલાવ્યો હતો,' એવું બહાનું બતાવી તેણે સમજાવી દીધા. વિનોદના મુખ ઉપરની ગ્લાની પણ એને જ આભારી હોવાનું સહાધ્યાયીઓએ માની લીધું.

તે દિવસે, વિનોદ કૉલેજમાં ન ગયો. તેને કાંઇ ચેન પડતું ન હતું. બે રાતના પ્રવાસ અને સુરતમાં કાકી સાથે થએલા વાર્તાલાપે, તેનાં ચિત્તને વ્યગ્ર બનાવી દીધું હતું. એટલે, તે આખો દિવસ સૂઇ રહ્યો. વિનોદને કૉલેજમાં ન જોવાથી, પદ્માને કાંઇક ચિંતા થઇ. સુરતથી આવી ગયાની ખબર તેને મળી ચૂકી હતી. એટલે વર્ગમાંથી તે સીધી ઘરે જવાને બદલે, વિનોદના રૂમ ઉપર ગઇ.

વિનોદના રૂમ ઉપર પદ્માએ ત્રણ ટકોરા કર્યા અને 'કૉટ' ઉપર સૂતાં સૂતાં જ, વિનોદે ટકોરાનો જવાબ આપ્યો: "Get in."

પદ્મા બારણું ઉઘાડી અંદર ગઈ. તેને જોતાં જ વિનોદ કૉટમાં બેઠો થઇ ગયો.

" How are you, Vinod? Not well? " પદ્માએ વિનોદની તબીયત માટે ચિંતા બતાવી.

" A little bit giddy: " વિનોદે ટુંકામાંજ જવાબ આપ્યો.

બીજી કાંઇ વાતચીતની શરૂઆત થાય તે પહેલાંજ વિનોદે પ્રાયમસ ચેતાવ્યો અને ચ્હા તૈયાર કરી. ચ્હા પીતાં પીતાં પદ્માએ, સુરત કેમ જવું પડયું એ બાબત પૂછ્યું; અને વિનોદનું મોઢું ઉતરી ગયું.

" What's the matter ? " પદ્માએ ચિંતા બતાવી.

વિનોદને હોસ્ટેલના રૂમમાં જ બધી વાત કરવાનું યોગ્ય ન લાગ્યું એટલે તેણે કહ્યું:

" આપણે ચ્હા પીને બહાર જઇએ છીએ. નિરાંતે વા કરીશું. you are in no haste to go home, I hope.

" Oh no. That's a good idea. " પદ્માને કાંઇ પ વાંધો ન હતો.

ચ્હા પી લીધી. અને વિનોદ કપડાં પહેરી તૈયાર થયો. બન્ હોસ્ટેલમાંથી બહાર નીકળી. કોલાબાની ચોપાટી તરફ કોઇક એકાં સ્થળે જવા ઉપડયાં છેક પોઇંટ આગળ આવી તેઓ રેતીમાં બેઠાં.

" મીસ શાહ, આપણે હવે ઝાઝો સંબંધ નહિ રાખી શકીએ. વિનોદે વાતચીતની શરૂઆત કરી.

અચાનક કાંઇ ગંભીર ફટકો પડયો હોય એમ પદ્મા અટકૈ તેને કાંઇ સમજ નહિ પડી. એટલે તે ઉતાવળી થઇ ગઇ.

તેણે કહ્યું: " એવું શું છે વિનોદ ? મને સ્પષ્ટ કહો..."

" મારાં કાકીને આપણાં સંબંધની ખબર પડી ગઇ છે. તેમ આપણો સંબંધ ગમતો નથી. હું બ્રાહ્મણ અને તમે વણિક, એટ આપણો સંબંધ શકય નથી; અને આપણે લગ્નથી જોડાઇએ ત અમારી ખાનદાનીમાં, મારા કાકા કાકીની પ્રતિષ્ઠામાં પૂળો મૂકા એમ મારાં કાકી માને છે. "

" Nonsense અને તમે પણ તમારાં કાકીના વિચારને મળતા થાઓ છો ? "

" નહિ; હું મારા કાકીના વિચાર સાથે મળતો થતો નથી. તેમના આ વિચાર સંકુચિત છે એ હું સમજું છું. પણ, તેમણે મને, આજે હું છું તેવો બનાવ્યો છે, એટલે તેમની લાગણી દુઃખવી શકાય એવી મારી સ્થિતિ નથી. "

પદ્મા, વિનોદને સાંભળી જ રહી. આટલાં વર્ષથી, બન્ને વચ્ચે બંધાયલો સ્નેહ સંબંધ, આમ અચાનક તૂટી પડવાનો પ્રસંગ ઉપસ્થિત થશે, એમ તેણે ધાર્યું ન હતું. તેની આંખો કાંઇક સજળ થઇ ગઇ. તે કાંઇ બોલી શકી નહિ.

" મીસ શાહ, કાકીએ મને આ વાત કહી. ત્યારથી, મારાં હૃદયની શી સ્થિતિ થઇ છે તે મારૂં મન જ જાણે છે. તેમાં, જો માત્ર કાકીની લાગણીને જ માન આપવાનો પ્રશ્ન હોત, તો હું એનો ગમે તેમ નિવેડો લાવી દેત. પણ કાકી એટલેથી જ અટકવાનાં નથી. તેઓ મારે માટે જ્ઞાતિની જ કોઇ છોકરીની શોધમાં છે. અને એ શોધ થઇ રહેતાં જ મારી સમક્ષ ઘણો જ ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થશે. હું કોઇ પણ રીતે તમને ભૂલી શકું એમ નથી. "

" વિનોદ, આપણી આશા, આપણાં સ્વપ્નાં શું પડી ભાંગશે ? અને તે પણ એક માત્ર જ્ઞાતિભેદનાં કારણે ? હવે જ્ઞાત્યંતર લગ્નો ક્યાં નથી થતાં ? "

" હું સમજું છું. હું એમાં કાંઇ વાંધો જોતો નથી. પરંતુ, ખાનદાની અને પ્રતિષ્ઠાના મોહમાં ઘેરાયલાં કાકી સહેજે સમજે એવાં નથી. આપણે ઘણી ધીરજ ખમવી પડશે. કોઇપણ ભોગે હું તમને છોડી શકું એમ નથી, મીસ શાહ ! " વિનોદે લાગણી સાથે મક્કમતા બતાવી.

તે પછી, બન્ને કેટલોય વખત સુધી ત્યાં બેઠાં રહ્યાં અને કાકીને કેમ સમજાવવાં તેની અનેક યુક્તિ પ્રયુક્તિઓ વિચારવા લાગ્યાં. છેવટે તેમણે કાંઇક યોજના નક્કી કરી, અને બન્ને હસતાં હસતાં ત્યાંથી ઉઠયાં.

ફરી પાછું જીવન ચાલતું હતું તેમ ચાલવા માંડયું. હાલ તુરત માટે પદ્મા અને વિનોદે એકમેકને મળવાનું કાંઇક ઓછું કરી નાંખ્યું. કાકીએ ખાનગી બાતમીદારો મારફતે વિનોદ સંબંધી મેળ-વેલી માહિતીથી સંતોષ અનુભવ્યો. અને વિનોદ બી. એ. થઇ ગયો. પદ્મા અને તે બન્ને ઓનર્સ મેળવી શકયાં.

હવે વિનોદની આગળ ભણવા ખાસ ઇચ્છા ન હતી. તેણે એલએલ. બી. ની ટર્મ્સ ભરવા માંડી. અને તે સાથે, કાકીએ કરેલી ગોઠવણ મુજબ, મેસર્સ મહેતા એન્ડ ગીરધરલાલની સોલીસીટરોની પેઢીમાં સોલીસીટર માટે જોઇતી એપ્રેન્ટીસશીપ પણ કરવા માંડી. કોઇપણ હોસ્ટેલમાં રહેવાનું નાપસંદ કરીને, વિનોદે, સામાન્ય જન વસતીથી દૂર કોલાબા પોઇન્ટ ઉપર એક બંગલાનો ફ્લેટ રાખી લીધો અને ત્યાં રહેવા માડયું. વિનોદનાં હવેનાં વર્તનથી કાકીને પૂર્ણ સંતોષ હતો.

કાકીની તબીયત હાલમાં બહુ સારી રહેતી ન હતી. એટલે તેઓ, ૭ માસથી હજીરામાં રહ્યાં હતાં. ખાસ કામ વગર તેઓ સુરત પણ આવતાં નહિ. ૭ મહિનામાં તેઓ માંડ ત્રણેકવાર સુરત આવ્યાં હતાં. બીમારીને લીધે તેમનો સ્વભાવ ચીઢીયો થઇ ગયો હતો. એટલે તેઓને એકાંતમાં રહેવાની દાક્તરોએ સલાહ આપી હતી. પખવાડિયે વિનોદ કાકીની ખબર લઇ જતો.

અહીં પદ્મા અને વિનોદે ખાનગી મંત્રણા કરી, આર્યસમાજની વૈદિક વિધિથી લગ્ન કર્યાં હતાં. પદ્માના પિતા, આ લગ્નમાં સંમત

હતા. અને વિનોદની કાકીના વિચારથી જાણીતા હોવાથી, તેમણે, આ બાબતમાં ઝાઝી ઉહાપોહ કરી નહતી. માત્ર પાંચ છ અંગત મિત્રો સિવાય આ લગ્નની કોઇને ખબર નહતી. તેમણે લગ્ન રજી-સ્ટર્ડ પણ કરાવ્યાં હતાં. કાકીને આ લગ્નની જરા સરખી પણ જાણ તેમણે પડવા દીધી નહિ અને કોઇક યોગ્ય તક જોઇ, કાકી, ખુશ-મિજાજમાં હોય ત્યારે, આ લગ્નની તેમને ખબર કરવાનો, પદ્મા અને વિનોદનો વિચાર હતો. આ લગ્નને એક વર્ષ થઇ ગયું હતું. કોલાબા પોઇંટ જેવી દૂરની જગાએ રહેવાનો મુકામ રાખવાની જરૂર પણ વિનોદે એટલા માટે જ યોગ્ય ધારી હતી.

વિનોદ અને પદ્મા સુખચેનમાં રહેતાં, આનંદ કિલ્લોલ કરતાં અને હવે તો વિનોદ ખૂબ આનંદમાં રહેતો. કારણકે થોડા સમયમાં તે પિતા થનાર હતો. નાનાં બાળકની કલ્પના કરતાં કરતાં તે રાચી જતો. તેનાં હૈયાંનો આનંદ માતો ન હતો.

પદ્માની સુવાવડ માટે સેન્ટ જ્યોર્જીસ હોસ્પીટલમાં ગોઠવણ કરી. એક ખાસ ઓરડો રાખ્યો હતો. પદ્માની તબીયત સહેજ બગડતાં, તેને હોસ્પીટલમાં ખસેડવામાં આવી. ટુંક સમયમાં તેને બાળકનો પ્રસવ થશે એમ, જણાવવામાં આવતાં હોસ્પી-ટલમાંથી આનંદનો વિનોદ ઘરનો તેમજ સોલીસીટરની પેઢીનો ટેલી-ફોન નંબર આપીને, વહેલામાં વહેલી તકે, પોતાને ખબર આપવા હેડનર્સને જણાવી પાછો પોતાને મુકામે આવ્યો.

આરામખુરસી પર બેસી, તેણે સીગારેટ સળગાવી અને સીગો-રેટના ધુમાડા સાથે તે સુખમય કલ્પના કરવા લાગ્યો. એટલામાં તેના નામનો તાર આવ્યો. તાર સુલોચના કાકીનો હતો. સવારની ગાડીમાં કાકી, પોતાની તબીયત બતાવવા માટે, મુબાઇ આવતાં હતાં. અને વિનોદને સવારમાં સ્ટેશન ઉપર મળવાનું તેમાં જણાવ્યું હતું.

તાર વાંચતાં જ વિનોદ ગભરાયો આટલા દિવસ સુધી, જે રહસ્ય જાળવી રાખ્યું હતું તેનો આમ અચાનક સ્ફોટ થઇ જવાનો સમય આવશે એમ તેણે ધાર્યું ન હતું. તે ગભરાયો; મુંઝાયો બીજી બાજુથી પદ્માની તબીયત વિષે પણ, તેને ચિંતા થતી હતી. તેણે ફોન કરી, અર્ધા કલાકમાં ત્રણ વાર પદ્માની ખબર પૂછાવી ત્રીજી વેળા તો હેડ નર્સે મીઠો ઠપકો આપી, હવે ફરી ફોન ન કરવા જણાવ્યું.

હવે શું ? ઘણા ઘણા વિચાર વિનોદે કર્યા. અને છેવટે પોતે જે સોલીસીટરની ટર્મમાં જતો હતો તેના ભાગીદાર મી. ગિરધરલાલને ઘરે કાકીનાં રહેવા માટે ગોઠવણ કરવાનો તેણે વિચાર કર્યો. એમ કરવાથી, તેની મુંઝવણ દૂર થશે એમ તેને લાગ્યું. તેણે તરત જ મી. ગિરધરલાલને ટેલીફોન કરી આ બાબતની ગોઠવણ કરીદીધી. મી. ગિરધરલાલ ખુશ થયા. કાકીને બની શકે તો આ પળે સમજાવી લેવાનું પણ તેમણે વિનોદને જણાવ્યું. છતાં આખી રાત્રિ વિનોદને ચેન પડયું નહિ. વગર ઉંઘે રાત પસાર થઇ ગઇ. હોસ્પીટલમાંથી પણ કાંઇ ફોન આવ્યો ન હતો. એટલે તેની ચિંતા પણ વધારે થતી હતી.

સવારમાં વહેલો ઉઠી ટેક્ષી કરી, સેન્ટ્રલ સ્ટેશને જઇ પહોંચ્યો. કાકી ઉતર્યાં; કાકીની સાથે બીજી કોઇક સત્તર અઢાર વર્ષની, કાંઇક સુંદર લાગતી એક તરૂણી પણ હતી. હજીરામાં વિનોદે આ તરૂણીને જોઇ હતી. પણ એની સાથે કાંઇ ઝાઝો પરિચય પડયો ન હતો.

" આ તરલા, હજીરામાં આપણે જે બંગલામાં રહીએ છીએ, તેની સામેના જ બંગલામાં રમણલાલ રહે છે તેની એ પુત્રી છે. આપણી જ્ઞાતિના જ છે. અને મારી માંદગીમાં તો એણે મારી સારવાર કરવામાં કાંઇ બાકી રાખ્યું નથી. " કાકીએ તરલાની ઓળખાણ કરાવી.

"અને આ આપણો વિનોદ !" તરલા તરફ ફરી, કાકીએ વિનોદની ઓળખાણ કરાવી. બન્નેએ પરસ્પર નમસ્કાર કર્યા, તરલાએ કાંઇક શરમથી; વિનોદે કાંઇક ક્ષોભથી. સામાન ઉપડાવ્યો અને મોટરમાં બેસતાં જ કાકીએ કહ્યું: "આપણે તારા મુકામે જ જવું છે."

"ત્યાં નહિ ફાવે. મેં ગિરધરલાલ કાકાને ત્યાં ગોઠવણ કરી છે."

"નહિ; નહિ; મારે એકાંત જોઇએ છે અને મને તારા મુકામે જ ઠીક પડશે. તું કેમ રહે છે તે પણ મારે જોવું જોઇએ ને ! કેમ, તરલા, ખરું ને ?" તરલા શરમાઇ ગઇ.

કાકી કેમે કર્યાં સમજ્યાં નહિ. એટલે, ન છૂટકે, વિનોદે મોટર કોલાબા પોઇંટ તરફ લેવડાવી, ઉપર સામાન ખસેડાવ્યો.

દીવાનખાનામાં પ્રવેશ કરતાં જ કાકીએ શબ્દો ઉચ્ચાર્યા: "વાહ, જગા તો સારી છે ! કેમ ખરું ને, તરલા ?"

દરેક બાબતમાં તરલાનો અભિપ્રાય કાકીને ઉપયોગી લાગતો.

કાકી, થોડીવાર સોફા ઉપર બેઠાં અને વિનોદ, કાકી અને તેથીય વધારે તરલાની હાજરીથી મુંઝાતો હોય તેમ એક ઓરડામાંથી બીજા ઓરડામાં આંટા મારવા લાગ્યો. વિનોદે મહારાજને ચ્હા કરવા જણાવ્યું અને ત્રણે એ ચ્હા પીધી.

પછી કાકી ઉઠયાં અને આમ તેમ ફરવા માંડયાં. દીવાનખાનામાંના ટેબલ ઉપર એક બાજુએ વિનોદનો અને બીજી બાજુએ કોઇ સ્ત્રીનો ફોટો જોઇ, કાકીની આંખો ઉંચી થઇ. તેમણે તરત જ વિનોદને પૂછ્યું: "આ કોણ ?"

જવાબ આપતાં વિનોદ મુંઝાયો. થોડીવાર સુધી કાંઇ જવાબ ન સૂઝયો પછી તેણે કહ્યું: "એ...એ...તો મારા એક મિત્ર અહીં

અવાર નવાર મારી સાથે રહે છે, તેમનાં પત્ની છે. મારે ત્યાં વખતોવખત આવે છે."

કાકીને કાંઇ સંતોષ થયો નહિ; અને તરલા તો તદ્દન જ અસંતોષ પામી હોય એમ લાગ્યું. પછી કાકી બીજા ખંડમાં આવ્યા. એ ખંડમા કપડાંનું કબાટ ભૂલથી ખુલ્લું જ રહી ગયું હતું. એ કબાટમાં સાડીઓ, કબજા વગેરે સ્ત્રીનાં જ કપડાં મોટે ભાગે રહેતાં હતાં. એટલે તે જોઇને વળી કાકીએ વિનોદ તરફ નજર કરી.

વિનોદ વધુ મુંઝાયો. ઘણી વાર સુધી તેણે જવાબ આપ્યો નહિ. એટલે કાકીએ પાછું તેના તરફ પ્રશ્ન સૂચક નજરે જોયું, અને વિનોદે અચકાતાં અચકાતાં કહ્યું:

" એ તો, એ જ મારા મિત્ર તેમનાં પત્ની સાથે અહીં ઘણી વાર મારી સાથે રહે છે. તેમનાં કપડાંનો કબાટ છે. "

" પણ અટલા બધાં સામટાં કપડાં તેઓ અહીં રાખે છે ?"

" હમણાં તેઓ માથેરાન ગયાં છે અને તેમને ફ્લેટ બદલવો છે એટલે ઘણો ખરો સામાન તેઓ અહીં મૂકી ગયાં છે."

કાકીને સંતોષ થયો હોય એમ લાગ્યું નહિ. પણ ઝાઝી મુંઝવણમાંથી મુક્ત થવા માટે, વિનોદ જરાવારમાં આવું છું કહીને નીચે ઉતરી ગયો. બાજુના જ મકાનમાંથી, તેણે હોસ્પીટલમાં ટેલિફોન કર્યો પણ કાંઇ નવી ખબર હતી નહિ. છતાં હેડ નર્સે થોડી વારમાં ખુશ ખબર આપી શકાશે એવી આશા આપી હતી.

વિનોદ બહાર ગયો, એટલામાં તરલાએ, મહારાજને કેટલીક વાત પૂછી લીધી. તરલા જાણી ગઇ કે શેઠ અને આ બાઇ બેજ જણ અહીં રહે છે. મિત્રો કે એવું કોઇ આવતું નથી. તરલાને લાગ્યું કે 'કાંઇક દાળમાં કાળું છે ' તેણે સેવેલી આશા પડી ભાંગવાના ભયે

તેનું મોઢું ઉતરી ગયું. કાકીએ તે જોયું. તેમને પણ ઘણો સંદેહ પડવા માંડયો હતો. પરંતુ નિરાંતે વધી વાતની ચોખવટ કરવાનું કાકીએ નક્કી કર્યું.

વિનોદ બહારથી ઘરમાં આવે તે પહેલાં જ, વિનોદના નામનો ટેલીફોન આવ્યો. કાકીએ ટેલેફોન લીધો. હોસ્પીટલમાંથી ટેલેફોન આવ્યો હતો.

" Hallo, Mr. Vinod ? "

' કોણ, મી. વિનોદ ? '

" No, he has gone out; may I receive the call for him ? "

' નહિ; તેઓ બહાર ગયા છે. હું સંદેશ લઇ શકું ? '

" Oh yes; its good news. Mr. Vinod in now a father of a bonny boy. "

' હા; સારા સમાચાર છે. મી. વિનોદ એક સુંદર પુત્રના પિતા થયા છે. '

" All right, thank you. "

' ઠીક; આભાર. '.

કાકીએ જોશથી રીસીવર મૂકી દીધું. વિનોદના ઉપર તેમને સખ્ત રોષ ચઢયો. આખરે છોકરાએ નામ બોળ્યું હોય એમ તેમને લાગ્યું પણ થોડીવારે તેમનો ઉભરો સમાઇ ગયો. તરલા તો આ ખબર સાંભળી ડઘાઇ જ ગઇ.

એક કલાકે વિનોદ આવ્યો. આવતાં પહેલાં તેણે ફોન કરી ખબર મેળવી લીધી હતી. તેને બે કલાક પછી, હોસ્પીટલમાં બોલાવવામાં આવ્યો હતો. હર્ષ અને શોક બન્નેની મિશ્ર લાગણી અનુભવતો તે ઘેર આવ્યો

" વિનોદ, હોસ્પીટલમાંથી ફોન આવ્યો હતો." કાકીએ તરત જ કહ્યું.

" હા; મારા મિત્રને, અચાનક સરકારી કામે મહાબળેશ્વર જવું પડયું છે અને તેમનાં પત્નીને હોસ્પીટલમાં રાખેલાં હોવાથી, મને ખાસ આગ્રહ કરી સંભાળ રાખવાનું તેમણે સોંપેલું છે. મેં હમણાં જ ફોન કરી તેમની તબીયતનાં સમાચાર પૂછયા. તેમને ત્યાં પુત્ર આવ્યો છે."

" હં એમ કે; હમણાં તો તેં તેઓ બન્ને માથેરાન ગયા છે એમ જણાવ્યું હતું ?"

" ના, ના, તે તો બીજા, મિત્ર. આ મિત્ર વળી બીજા જ છે."

" એમ કે ?" કાકીએ આશ્ચર્ય બતાવ્યું.

તરલાએ મહારાજ પાસેથી મેળવેલી વાતને હોસ્પીટલના ટેલેફોનથી પુષ્ટી મળી હતી. અને વિનોદ, કોઇક સ્ત્રી સાથે સંબંધ રાખી, આડે માર્ગે ચાલી ગયો છે એવી કાકીની દૃઢ માન્યતા બંધાઇ. તેમને ખૂબ રોષ ચઢયો પણ, કોણ જાણે કેમ વિનોદનું નિર્દોષ મુખ જોતાં તેમનો રોષ ઉતરી ગયો.

જમીને ત્રણે જણ, ડૉ. ભરૂચાને ત્યાં ગયા. ડૉ. ભરૂચા બહાર ગયા. એટલે વિનોદ કાકીને તેમજ તરલાને બેસાડી, " જરા ઓફિસે જઇ આવું" કહીને ત્યાંથી ઉપડી ગયો.

ઓફિસને બદલે, વિનોદ સીધો હોસ્પીટલમાં જ ગયો. નર્સે, બાળકને હાથમાં આપ્યું અને ગરમ કપડાંમાં વિંટાળેલો માંસનો પીડો થોડીવાર સુધી, વિનોદ હાથમાં ધરી રહ્યો. પછીથી, પદ્માને મળ્યો: પદ્મા સારી હતી. પ્રસૂતિની પીડા તેણે સારી રીતે સહન કરી હતી. માંસનો પીંડો જોતાં જ પદ્મા અને વિનોદ હસી પડયાં.

કાકીને લગતી કાંઇ પણ વાત વિનોદે પદ્માને કરી નહતી; કરવાની તકજ મળી નહતી. અત્યારે તે એટલા આનંદમાં આવી ગયો હતો કે કાંઇ પણ વાત કરવાનો સમય મળ્યો નહતો.

નર્સે, વિનોદના હાથમાંથી બાલકને લઇ લીધું અને પદ્માના હાથમાં આપ્યું. પદ્માએ ખોળામાં બાળકને લીધું. વિનોદ તે ડોકાપીને જોઇ રહ્યો. એટલામાં, હેડનર્સ, કાકી અને તરલાને લઇને, પદ્માના રૂમમાં આવી પહોંચી. વિનોદને ઉલ્લેખીને હેડનર્સ બોલીઃ

" મી. વિનોદ, તમારાં કાકી બાળકને જોવા આવ્યાં છે. "

વિનોદ અને પદ્મા બન્ને સ્તંભી ગયાં. કાકી અને તરલા છેક પાસે આવી પહોંચ્યાં. કાકીએ નર્સના હાથમાંથી બાળકને લીધું અને કાકીની આંખમાં આંસુ ઉભરાયાં. પદ્મા તરફ કાકીએ બારીક નજરે જોયું. અને તેની નિર્દોષ પ્રફુલ્લતા જોઇ, કાકીનું હૃદય પીગળ્યું. બાળકને અનિમિષ નેત્રે જોઇ રહી, કાકીએ કહ્યું:

" વિનોદ, કોઇ બિચારી સ્ત્રીને ફસાવતાં તને શરમ ન લાગી ?" કાકી સમજ્યાં કે, વિનોદ અને પદ્માના અનીતિભર્યા સંબંધનું આ ફળ છે.

" વિનોદ, બેટા, તેં મારી ખાનદાની લજાવી. પણ કાંઇ નહિ. આ નિર્દોષ ભૂલકાંને ખાતર, હવે તમે જાહેર રીતે લગ્ન કરી જોડાજો અને સમાજને તમારા સંબંધથી માહિતગાર કરજો. " કાકી ગળગળાં અવાજે બોલ્યાં; બાળકને તેમણે હૈયાં સરસું ચાંપ્યું.

" કાકી ! " વિનોદ ગળગળો થઇ ગયો. " કાકી, માફ કરો. અમે તમે ધારો છો તેવાં અનીતિમાન નથી. અમે પતિપત્ની છીએ. અને આ અમારૂં બાળક છે. કાકી અમને માફ કરો. "

" હેં; તમે પતિપત્ની ? "

" હા, કાકી, અમે વૈદિક વિધિથી સવા વર્ષ ઉપર લગ્ન કર્યાં

હતાં. ગિરધરલાલ કાકા સાક્ષી છે. તમે પદ્મા શાહ સાથે સંબંધ રાખવા ના પાડી હતી એટલે તમારાથી આ લગ્ન ગુપ્ત રાખવામાં આવ્યું હતું. કોઇક યોગ્ય પળે, તમને એની જાણ કરવાનું અને તમને સમજાવી લેવાનું ગિરધરલાલ કાકાએ કબૂલ્યું હતું."

"ભલે, તમે સુખી રહોઃ કાકીએ સો રૂપિયાની નોટ બાળકનાં હાથમાં મૂકી તેને ચૂમી કરી. બાલકને નર્સના હાથમાં મૂકી, કાકી બહાર આવ્યાં. તરલા પણ બહાર નીકળી આવી.

વિનોદ અને પદ્મા આવી રીતે રહસ્ય સ્ફોટ થવાથી સ્તબ્ધ થઇ ગયાં.

કાકી રોજ, બાળકને રમાડવા હોસ્પીટલમાં આવતાં. હોસ્ટલમાંથી પદ્માને છૂટી મળ્યા બાદ, કાકી, પદ્માને તથા બાળકને લઈ હજીરા ગયાં. થોડા દિવસ રજા લઈ વિનોદ પણ હજીરા ગયો. નાનાં બાળકને રમાડવામાં કાકી. ખાનદાની અને બાપદાદાની આબરૂને ભૂલી ગયાં.

# દાતણવાળી

"એ...એ...લીલાં લ્યો...લીલાં લ્યો..."

ભૂલેશ્વર કબૂતરખાનાં આગળથી સાંજે પસાર થતાં મારે કાને હમેશાં એ અવાજ અથડાતો. કેટલીયવાર એ દાતણવાળી પાસેથી પૈસાનાં ચાર કે પાંચ લેખે લીલાંછમ જેવાં બાવળનાં દાતણો ખરીદતો એટલે એના મધુર અવાજથી મારા કાન ટેવાયલા હતા. દર સાંજે દાતણ લેવાં હોય કે ન લેવાં હોય, એ મધુરો અવાજ, કબૂતરખાનાં આગળથી પસાર થતાં, સાંભળવામાં મને એક પ્રકારનો આનંદ આવતો. અને ખરે જ એ અવાજ ઘણોમધુરો હતો.

પણ કોણ જાણે કેમ, આજે એ અવાજ કાને અથડાયો નહિ. મારું મન કાંઈક નિરાશ થએલું લાગ્યું. મને એવી ભાવના શાથી થઈ હશે તે હજીય મારી સમજમાં આવ્યું નથી. છતાં, એ અવાજ ન સાંભળતાં મને ચિંતા પણ થઈ. આજે નહિ આવી હોય કે શું ? મને વિચાર આવ્યો. પણ આજે મારે દાતણ લેવાં નહતાં. એટલે મેં એની ઝાઝી કનવાર કરી નહિ. બીજે દિવસે પણ એમ જ થયું. અને એમ લાગલાગટ ઘણા દિવસો સુધી એ પરિચિત અવાજ ન સંભળાયાથી મને એનું વિસ્મરણ પણ થવા માંડયું. એ વાતને બે મહિના જેટલો સમય પસાર થઇ ગયો.

તે પછી, તે સ્થળેથી પસાર થતાં એક સાંજે મારે કાને

પાછો એ અવાજ અથડાયો પણ એ અવાજની મધુરપમાં સહેજ કર્કશતા પ્રવેશી હોય એમ મને લાગ્યું. તરતજ મારા મનમાં અવાજનો એ ભેદ પરખાયો. પણ ઘણા દિવસે એ અવાજ સંભળાયાનું પરિણામ હશે એમ મને લાગ્યું. ઘણા દિવસે એ જૂની ઓળખાણવાલી દાતણવાળીને આવેલી જોઇ મારું મન હરખાયું.

"ચ્યમ શેઠ દાતણ આલું કે ?" મને આટલા દિવસે પણ ભૂલી ગઇ નથી, એમ બતાવતી ન હોય એવા ભાવથી, મારા તરફ જોઇ, દાતણવાળીએ મને પૂછ્યું.

મારે દાતણ લેવાં ન હતાં. છતાં એની સાથે વાતચીત કરવાની કાંઇક તક મળે, અને એ રીતે આટલા દિવસ તે ક્યાં ગઇ હતી, તે જાણવાનું મળે, એ આશાથી, હું દાતણ લેવા ગયો. લીલાંછમ જેવાં પાંચ દાતણો તેના હાથમાંથી લઇ મેં પૈસો આપ્યો અને તે સાથે જ મેં પૂછ્યું: "કેમ, આટલા દિવસ ક્યાં ગઇ હતી ?"

મારો પ્રશ્ન તેને ગમ્યો નહિ કે શું, તેમ તેનાં મોઢાં ઉપરથી રોષની એક છાયા ફરી વળી. તેણે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. મારી જીજ્ઞાસા સંતોષાઇ નહિ એટલે મેં તેના તરફ જોયા કર્યું. એટલે રોષભર્યા અવાજે તેણે મને ઉત્તર આપ્યો: "ઇની તમારે શ્યી પંચાત ?"

કાંઇ પણ વધુ સવાલ પૂછ્યા વગર કે ખુલાસો મેળવવાની આશા રાખ્યા વગર હું ત્યાંથી ચાલતો થયો. પણ કોણ જાણે કેમ, એ દાતણવાળીના વિચારો મારા મનમાંથી ગયા નહિ. તેની લાંબા સમયની ગેરહાજરીમાં મને કાંઇ રહસ્ય હોય એમ લાગ્યું. અને તે સાથે એ રહસ્ય જાણવા માટે મારી જીજ્ઞાસા સતેજ થઇ. ઘણા દિવસ સુધી એ જીજ્ઞાસા સંતોષાવાનાં કાંઇ ચિહ્નો જણાયાં નહિ.

વળી થોડા દિવસો પસાર થયા. હું તે દાતણવાળીને જોતો અને મારી જીજ્ઞાસા જાગૃત થતી. કોઇક વાર મને મનમાં એમ પણ થઈ આવતું કે મારે શામાટે આવી જીજ્ઞાસા રાખવી જોઇએ ? પણ કોઈ ન સમજાય એવાં કારણે, એ જીજ્ઞાસા સતેજ રહેતી.

એક દિવસ મને ઘરે જતાં ઘણું મોડું થઇ ગયું. ઓફિસેથી નીકળતાં લગભગ આઠ વાગી ગયા હતા. અને કબૂતરખાનાં આગળ આવતાં રાત્રિના લગભગ સાડાઆઠ ઉપર થવા આવ્યા હતા. હું ત્યાંથી પસાર થતો હતો તે વેળાએ જ દાતણ વેચીને, દાતણવાળી, ત્યાંથી જવાને તૈયાર થતી હોય એમ લાગ્યું. એટલે હું થોડીવાર ત્યાં ઉભો રહ્યો. તે જવા નીકળી. બીજી દાતણવાળીઓનાં દાતણ પૂરાં થયાં ન હતાં એટલે તે એકલી જ જવા લાગી હતી. મેં પણ તેની પૂંઠ પકડવાનો નિશ્ચય કર્યો અને તેની પાછળ પાછળ ચાલવા માંડયું. તે આગળ અને હું પાછળ. હું તેની પાછળ ચાલું છું એની તેને ખબર ન હતી.

કેટલાય રસ્તા વટાવીને તે તારદેવના પૂલ આગળ આવી પહોંચી. ઝડપથી તે પૂલ ઉપર થઇ ચાલવા લાગી. મેં પણ ઝડપ વધારી. પૂલને નાકે આવતાં, તેણે પાછળથી આવતી મોટરનાં હોર્નનો અવાજ સાંભળી, પાછું વાળી જોયું અને મને જોતાં જ તે ચમકી. તે જાણે સમજી ગઇ કે હું તેની પાછળ જ આવ્યો છું. જરાવારમાં તેના મુખ ઉપર ક્રોધની લાગણી ફેલાઇ. મારી તરફ શંકાની દૃષ્ટિએ જોતી હોય તેમ આંખના ડોળા કાઢી તે બોલી:

“ મારી પાસળ પાસળ ચ્યમ આવે સે. ” તેણે સંબોધનમાં પણ તુચ્છકાર બતાવ્યો.

મારી સ્થિતિ કફોડી થઇ ગઇ. મને લાગ્યું કે એની જાણ બહાર એની પાછળ આવવામાં મેં ભૂલ કરી છે. તે સાથે મને એ

પણ જણાયું કે તેને, મારા તરફ શંકા પણ ગઇ છે. અને શંકા જાય એમાં આશ્ચર્ય શું ? કોઇ એકલવાયી સ્ત્રીની પાછળ કોઇ પુરૂષ જાય, એટલે શંકા જાય જ ને ? છતાં મેં હિંમત આણી તેને નરમાશથી કહ્યું:

" હા, હું તારી પૂંઠેજ આવ્યો છું. મારે તારી સાથે વાત કરવી છે. "

" વાત કરવી સે ? સી વાત કરવી સે ? સીધો પાધરો હાલ્યો જા, નહિતર..." તેણે વધારે કરડાકી કરી.

મને લાગ્યું કે વાત વધી પડશે અને આ બાઇ કાંઇ ગેરસમજથી નકામો ફજેતો કરશે એટલે કેટલીક ચોખવટ કરી લેવાનું મને યોગ્ય લાગ્યું. મેં તેને કહ્યું: " જો, હું તારી પાછળ કાંઇ ખરાબ ધ્યાનથી આવ્યો નથી. મને કોણ જાણે કેમ, પણ તારાં જીવનમ રસ પડે છે અને તું વચ્ચે થોડા દિવસ કેમ દેખાતી ન હતી તે જાણવાને મારૂં મન ઘણું આતુર છે. તારી પાસેથી એ જાણવાની ખાતર જ હું તારી પાછળ પાછળ આટલે સુધી આવ્યો છું. આ સિવાય મારો બીજો કોઇ હેતુ નથી. "

મારા તરફ તેણે એક કરડી નજર કરી. જાણે મારા હૃદયના ઉંડાણમાં પ્રવેશીને મારી મનોભાવના જાણવા તેણે પ્રયત્ન કર્યો ન હોય એમ મને લાગ્યું. પરંતુ મારૂં દિલ સાફ હતું. મારી નિર્દોષતા તેને સમજાઇ હોય એમ લાગ્યું. તેણે સહેજ નમ્ર થઇ, તેની મનોભાવના વ્યક્ત કરી: " અમે તો ભોળી જાત. સાટીડાનો ભો નહિ રાખીએ તો ફસાઇ જઇએ. " પુરૂષ જાતિ પ્રત્યેનો અવિશ્વાસ તેણે ટુંકામાં વ્યક્ત કરી દીધો.

હું મુંગો જ રહ્યો. થોડીવાર સુધી તે મારા મોઢાં તરફ એકી ટસે જોઇ જ રહી. પછીથી, મારી નિર્દોષતાની ખાત્રી થઇ હોય તેથી

કે કોણ જાણે પણ તેણે તેની પાછળ પાછળ મને આવવાનો અણસારો કર્યો અને એકાંત જેવી જગા જોઇ અમે એક બાજુએ બેઠાં.

" બોલો, તમારે હું જાણવું સે." તેણે એક પત્થર ઉપર બેસતાં જ પ્રશ્ન કર્યો.

" તું વચ્ચે દાતણ વેચવા કેમ આવતી ન હતી ?" મેં તરત જ સવાલ કર્યો.

" દોઢ માહ હું જેલમાં ગઇ'તી " તેણે જવાબ આપ્યો અને હું ચમકી ઉઠ્યો.

" જેલમાં ગઇતી ? કેમ ?"

" એની તો લાંબી વાત સે. તમારે જાણવી જ સે તો લો, કહું."

અને પછી તેણે પોતાની વીતક કથા કહી. તે આ નીચે તેના જ શબ્દોમાં, પણ સુધારેલી ભાષામાં, રજુ કરું છું:

" અમે જાતનાં વાઘરી, દાતણ વેચવાનો અમારો ધંધો. હું છેક નાનપણથી મારી મા સાથે સવાર સાંજ દાતણ વેચવા નીકળતી. અને હવે પંદર સોળ વર્ષની થઇ એટલે બે વર્ષથી એકલી દાતણ વેચવા આવું છું. મારી મા બીજે કામે જાય છે. તમારી જેમ ઘણા જણ મારી પાસેથી દાતણ લે છે. તે જ પ્રમાણે, વાલકેશ્વર ઉપર બંગલે રહેતા એક શેઠ પણ રોજ સવારે શાકભાજી લેવા આવે છે. તે મારી પાસેથી દાતણ પણ લેતા જાય. તેઓ હમેશા મારી પાસેથી જ દાતણ લેતા. રોજને રોજ આમ દાતણ લેતા હોવાથી હું તેમને ઓળખી ગઇ હતી અને તે પણ મને ઓળખી ગયા હતા.

એક દિવસ દાતણ લેતાં લેતાં તેમણે મને દાતણ વેચવામાંથી કેટલી કમાણી થાય છે એમ પૂછ્યું. મને જવાબ આપતાં શરમ

લાગી. છતાં મેં સાચો જવાબ આપ્યો. તે પછી, તેમણે મને કહ્યું કે, ' એથી બમણી કમાણી થતી હોય, અને ઉપરથી ખાવું પીવું મળતું હોય તો તું મારે બંગલે કામ કરવા માટે રહે ? ' શેઠની વાતમાં હું લોભાઇ. અને મેં વિચાર કર્યા વિના હા પાડી દીધી. બીજા દિવસથી કામે જવાનું મેં કબૂલ્યું. બીજે દિવસે શાકભાજી લઇ જતાં શેઠ મને પણ મોટરમાં સાથે લેતા ગયા.

શેઠનો બંગલો મોટો હતો. એ બંગલો સાફસુફ કરવાનું તેમજ એવું બીજું પરચુરણ કામ મારે કરવાનું હતું. બીજાં પણ નોકર ચાકર ઘણાં હતાં. અને મને આવેલી જોઇને ઘણાંનાં મોઢાં ચઢ્યાં હતાં. શેઠની બેઠક ખાસ કરીને બીજા માળ ઉપર હતી. અને એ માળ ઉપર સાફસુફીનું કામ કરવાનું ખાસ મને સોંપવામાં આવ્યું હતું. ખાવાપીવાનું સુખ હતું, કામ પણ ઠીક ઠીક હતું. એટલે મને એ કામમાં આનંદ પડતો. મોડી રાતે પરવારીને હું મારી મા પાસે ચાલી જતી. પણ ચાર પાંચ દિવસ પછી શેઠે બંગલા સાથેના નોકરો માટેનાં કોટડાંમાંની એક કોટડીમાં મને રહેવાની ગોઠવણ કરી આપી. એટલે, હું ત્યાં રહેવા લાગી. મને તો જાણે સ્વર્ગનું સુખ મળી ગયું. મને ત્યાં આનંદ આનંદ થઇ રહ્યો.

શેઠનાં શેઠાણી નહિ હતાં. તેમ કાંઇ છોકરાં પણ નહિ હતાં. એક છોકરો હતો પણ તે પરણ્યા પછી, જુદા બંગલે રહેતો હતો એટલે આ બે માળના આખા બંગલામાં શેઠ, રાંધનાર રસોઇઓ અને નોકરચાકરો સિવાય કોઇ નહોતું. વળી, શેઠના માળ ઉપર તો બોલાવ્યા વગર જવાનો કોઇને ય હુકમ ન હતો.

શેઠ રાતના આઠ વાગ્યે ફરીને આવતા. તે પછી વાળુ કરી, નવ વાગ્યે મેડે ચઢી જતા. તે પછી, તેમને હુકો પીવાની ટેવ હતી એટલે ચલમ ભરીને દેવતા આપવા જવાનું મારૂં કામ

હતું. શેઠે એ કામ માટે મને પસંદ કરી હતી તેનાં કારણનું મને ઘણું પાછળથી ભાન થયું. પણ હું બંગલે રહેવા લાગી ત્યારે તો મારાં મનમાં એવી સમજ પણ નહિ હતી.

હું ત્યાં ગઇ તે દિવસથી રોજ શેઠ મને ફાવે છે કે નહિ, વગેરે પ્રશ્નો પૂછતા અને હું તેના સીધા જવાબ આપી પાછી ફરતી. શેઠ મારા તરફ ઘણી કાળજી રાખે છે એમ મને લાગતું અને ગરીબ માણસ તરફ આટલી કાળજી બતાવનાર શેઠનું ઇશ્વર કલ્યાણ કરે, એવી પ્રાર્થના કરતી. વળી મને અહીં દાતણની ફેરી કરવા કરતાં કમાણી પણ વધારે થવાની હતી એટલે, મારી માને પણ સુખે રોટલો ખાવા મળશે એમ જાણી હું મનમાં ને મનમાં રાચતી હતી. મને કોઇ વાતનું દુઃખ હતું જ નહિ.

તે પછી એક રાતે હમેશના નિયમ પ્રમાણે શેઠ જમીને મેડે ગયા એટલે થોડી વારે ચલમમાં કોલસા ભરી હું મેડે ગઇ. હુક્કો ભરીને મેં શેઠને આપ્યો અને શેઠે હુક્કો ગડગડાવવા માંડયો. હું પાછી આવતી હતી. તેટલામાં શેઠે મને હાક મારી. હું પાછી વળી, ઉભી રહી. શેઠ થોડી વાર સુધી કાંઇ બોલ્યા નહિ. તેમણે હુક્કો ગડગડાવ્યા કર્યો. પછીથી તેમણે મને પાસે બોલાવી અને આરામ ખુરસી નજીક પડેલાં સ્ટુલ ઉપર મને બેસવા જણાવ્યું. કોઇ દિવસ નહિને આજે આમ કેમ બેસવા કહ્યું હશે એમ મનમાં મને થયું પરંતુ પછી કાંઇ કામ હશે એમ મનમાં થતાં જ હું ત્યાં બેસી ગઇ. પછી તો તેમણે મને હમેશની ટેવ મુજબ કેમ ગમે છે કે નહિ, કામ ફાવે છે કે નહિ, વગેરે સવાલો કર્યા અને હું નિર્દોષતાથી તેના જવાબ આપવા લાગી. પછીથી તેમણે આળસ મરડયું અને તેમ કરતાં તેમના એક હાથનો મારા શરીરે સ્પર્શ થયો. મારાં આખાં શરીરમાં ઝણઝણાટી ફેલાઇ ગઇ. હજી પણ મને કાંઇ બીજો વિચાર

આવ્યો નહિ. અકસ્માત આમ હાથ લાગી ગયો હશે એમ મને થયું અને હું ત્યાં જ બેસી રહી.

પછી અચાનક તેમણે મારો હાથ પકડયો અને મને તેમની ખુરસી નજીક એક આંચકા સાથે ખેંચી. હું અસાવધ હતી એટલે એકદમ ખેંચાઇ ગઇ. પણ મને તરત જ ભાન આવ્યું. તેમનાં મોઢાં તરફ નજર પડતાં જ હું તે પરનો ભાવ કળી ગઇ અને હું ક્રોધથી ધ્રુજવા લાગી. અમને ઇશ્વરે આમ હલકી વર્ણનાં બનાવ્યાં છે પણ અમને અમારો ધર્મ વ્હાલો છે એટલે તરતજ મેં શેઠના હાથમાંથી છૂટવા પ્રયત્ન કર્યો પણ એકદમ છૂટી શકાયું નહિ.

કાંઇ પણ બોલ્યા વિના તેમણે તેમનું મોઢું મારાં મોઢાં તરફ લંબાવ્યું અને કોણ જાણે મારામાં ક્યાંથી જોર આવ્યું તે કાંઇ પણ વિચાર કર્યા વિના મેં તેમને તમાચો ચોઢી કાઢયો. સખ્ત તમાચો પડતાં જ તેમનાથી મારો હાથ છૂટી ગયો અને હું કાંઇ પણ જાતનો વિચાર કર્યા વિના સીધી ત્યાંથી નીકળી દાદર ઉતરી પડી.. ખાવાની પણ રાહ જોયા વિના હું સીધી મારી મા પાસે જઇ પહોંચી.

આટલેથીજ વાત અટકશે એમ મેં ધાર્યું હતું પરંતુ વાત જુદી જ બની. બીજી સવારે હું બહાર નીકળું તે પહેલાં તો બંગલાનો માળી એક પીળી પાઘડીવાળા પોલીસ સાથે ત્યાં આવી પહોંચ્યો. માળીએ મારી ઓળખ કરાવી, એટલે પોલીસે મને પકડી. ઘણા ઘણા સવાલો કર્યા છતાં મને કેમ પકડવામાં આવે છે તે જણાવવામાં આવ્યું નહિ. મારી મા રડતી જ રહી અને પોલીસ મને ગેટમાં લઇ આવ્યો. પછી કેસ ચાલ્યો. મારી ઓરડીમાંથી કેટલોક માલ કાઢી, તેની મેં બંગલામાંથી ચોરી કર્યાનું મારા ઉપર તહોમત મૂકવામાં આવ્યું. મેં ચોરી કર્યાનો ઇન્કાર કર્યો પણ મારૂં કોણ માને ? મને માજીસ્ટ્રેટે દોઢ માસની સજા કરી. એ સજા ભોગવ્યા પછી, હું

પાછી દાતણ વેચવા લાગી. અને હવે હું પુરુષ માત્રથી ચેતીને ચાલું છું. ”

તેની કથા સાંભળી હું સ્તબ્ધ થયો. મને એથી કાંઇ આશ્ચર્ય લાગ્યું નહિ. અલબત્ત, વાઘરી જેવી હલકા વર્ણની ગણાતી સ્ત્રી પણ પોતાના ધર્મને, પોતાની નીતિને આટલી કક્ષાએ પવિત્ર માને છે એ જાણીને મને તેને માટે અપૂર્વમાન ઉત્પન્ન થયું. મનમાંને મનમાં તેની પ્રશંસા કરતો અને પેલા શેઠની મનોદશાનો ખ્યાલ કરતો હું મોડી રાતે ઘરે આવ્યો.

# એના ભોગ

'શાન્તિસદન ' ના પહેલા માળના વિશાળ ઓરડામાં, શ્વેત ચાદર પાથરેલી શય્યા ઉપર શેઠ શાન્તિલાલ પડયા હતા. ચાર માસની ચાલુ માંદગીને લીધે તેમનો દેહ ક્ષીણ થઇ ગયો હતો; આંખો ઉંડી ઉતરી ગઇ હતી; ગાલ બેસી ગયા હતા અને ચહેરો એકદમ ફીક્કો પડી ગયો હતો. હાથ પગ પણ માત્ર હાડકાં જેવા થઇ ગયા હતા. ટુંકામાં કહીએ તો તેમની શ્વાસોચ્છ્વાસની ક્રિયા ચાલતી હતી તે સિવાય તેમને જીવંત હોવાનું કહી શકાય એવું બીજું કોઇ ચિહ્ન જણાતું નહતું. આખું શરીર માત્ર હાડપીંજર હોય એવું બનતું જતું હતું.

શય્યાની પાસે જ, સ્ટુલ ઉપર થૂકવા માટેની પીચકદાની, અને દવાની બાટલીઓ પડી હતી, પલંગની નીચે ' બેડપેન ' અને બીજી આવશ્યક વસ્તુઓ પડી હતી. અને માથાંની બાજુએ એક ખુરસી ઉપર એકદમ શ્વેત વસ્ત્રો પહેરેલી ' એંગ્લો ઇન્ડિયન ' નર્સ, એક નોવેલ વાંચતી બેઠી હતી.

રાત્રિની પાળી માટે આવેલી નર્સ સવારે ચાલી ગઇ હતી. તે પછી બીજી નર્સ આવી. તેણે શેઠને ' સ્પંજ ' કરી, કપડાં તેમજ ચાદર વગેરે બદલી દવા પાઇ અને પોતાનું શરૂઆતનું કાર્ય પૂરૂં થએલું માની ' નોવેલ ' વાંચવાનું શરૂ કર્યું હતું.

લાંબા સમયની માંદગીમાં પણ શેઠનું ભાન ચોકકસ હતું. શરીરની ક્ષીણતાને લીધે આવી ગએલી અશકિતથી તેઓ ઝાઝું બોલી

શકતા ન હતા. પરંતુ તેમને દરેક વાતનું સ્પષ્ટ ભાન હતું. ચાર માસથી એક ને એક પથારી અને એક ને એક વાતાવરણમાં રહેવાથી તેમને કાંઇક અણગમાની લાગણી થઇ આવી હતી. સારવાર કરનારી નર્સ અને ઘરનાં નોકર ચાકરો સિવાય, તેમની સંભાળ રાખનારૂં બીજું કોઇ હતું નહિ. કોઇક કોઇક વાર તેમના સોલીસીટર મી. નટવરલાલ તેમની તબીયત જોવા આવતા. પરંતુ તે નર્સને તબીયત પૂછીને તેમજ બહુ બહુ તો શેઠને કપાળે હાથ મૂકીને ત્યાંથી ચાલ્યા જતા. એ સિવાય શેઠને બીજી કોઇ વ્યકિતનાં દર્શન થતાં ન હતાં.

અને બીજાં કોઇનાં દર્શન થાય એવી પરિસ્થિતિ પણ ન હતી. શેઠના કુટુંબનું કહી શકાય એવું આજે કોઇ રહ્યું ન હતું. દૂર દૂરનો એક કુટુંબી હતો પણ તેની સાથે શેઠે જીવનપર્યંત એવો વર્તાવ રાખ્યો હતો કે શેઠની પાસે આવીને 'કેમ છો,' એટલું પૂછવા જેટલી લાગણી પણ તેનામાં રહી ન હતી. મિત્રો કરવાની શેઠને ટેવ જ ન હતી. માત્ર મિલ્કતના વહીવટ અને એવા બીજા કામને અંગે તેમને સોલીસીટર મી. નટવરલાલની જરૂર પડતી અને એટલા પૂરતો તેમણે મી. નટલરલાલ સાથે સંબંધ રાખ્યો હતો. મી. નટવરલાલે પણ ખપ પૂરતી વાત કરવા સિવાય ઝાઝી લપ્પન છપ્પન રાખી ન હતી.

આજે સવારથી શેઠને વધારે ગમગીની લાગતી હતી. તેમને જાણે કોઈ અદૃશ્ય વસ્તુ પીડા કરતી હોય એમ લાગ્યું. તેઓ ભય પામવા લાગ્યા. તેમણે સુક્કા હાથે આંખ ચોળી, તો વધારે અંધારાં આવવાં લાગ્યાં. એ અંધારામાં તેમને એક વૃદ્ધ સ્ત્રીની આકૃતિ દેખાઈ. ઘણો ઘણો વિચાર કર્યો પછી તેમને એ સ્ત્રીની ઓળખાણ પડી. તેઓ ચમકી ઉઠયા. નિર્દોષ મુખાકૃતિમાં પણ તેમને ભયભીત

કરતાં ચિહ્નો જણાયાં. એ તેમની માતા હતી. શેઠને એક વધુ કંપારી છૂટી અને તે સાથે જ આગલી કથા તેમની સમક્ષ તાજી થઇ:

"મારી માતા ! અહા ! મેં તેના પ્રત્યે કેટલો ક્રૂર વર્તાવ કર્યો હતો ? તેને એક દિવસ પણ મેં સુખે રોટલો ખાવા દીધો નથી. પિતાએ આઠ વર્ષનો નિરાધાર મૂક્યો; પછી, માતાએ મને પાળી પોષી મોટો કર્યો. પિતાની થોડી ઘણી સંપત્તિ હતી, એટલે નિરંકુશ સ્થિતિમાં હું ગમે તેવા માર્ગે ચાલી ગયો. અને માતાની લાગણી દુઃખાઇ. માતાના મીઠા ઠપકાને અવગણીને મેં મારૂં વર્તન ચાલુ જ રાખ્યું. અને માતાએ વધારે કઠોર રીતે ઠપકો આપતાં મેં તેને દારૂનાં નશામાં લપડાક લગાવી. અને એના આઘાતને પરિણામે અઠવાડિયાં પછી માતા અવસાન પામી. ના, તે અવસાન શાની પામી ? મેં, મેં, નાપાક પુત્રે તેનું ખૂન કર્યું! "

આત્મકથાનો આ પ્રસંગ જેમ જેમ તાજો થતો ગયો તેમ તેમ તેમને વિશેષ ભય લાગવા માંડ્યો. તેમની આંખ આગળ માતાની આકૃતિને સ્થાને કોઇ ભયંકર ન સમજી શકાય એવી–ભય ઉપજાવે એવી–આકૃતિ ખડી થઇ. કેમે કર્યો એ વિચાર તેમના મન-માંથી ખસ્યો નહિ. જેમતેમ તેમણે આંખ મીંચી, એ પ્રસંગ ભૂલવાનો પ્રયત્ન કર્યો પરંતુ જાણે ગઇ કાલે જ એ આખોય બનાવ બન્યો ન હોય તેમ એ પ્રસંગ વિશેષ તાજો થયો. છેવટે દવા પાવા માટે નર્સે તેમની આગળ આવી ' ડોઝ ' ધર્યો ત્યારે જ તેમને કાંઇક સ્વસ્થતા મળી અને તે પછી, દવાનાં ઘેનમાં તેમને એક ઝોકું આવી ગયું.

ઉંઘનાં ઝોકાંમાં પણ તેમને ભયંકર સ્વપ્ન આવી ગયું. એટલે તે ચમકીને જાગી ઉઠ્યા. તેમની આંખ ઉઘડી ગઈ. તેમની ઉંઘ ઉડી ગઇ. માતાની આકૃતિ તેમની સામેથી જરા પણ ખસી નહિ. આંખો મીંચવા છતાં એ આકૃતિ ત્યાં ને ત્યાં ખડી રહેલી જણાય

પણ આ શું આશ્ચર્ય ? એ આકૃતિ બદલાય છે. એને સ્થાને એક યુવતીની આકૃતિ દેખાય છે. કેવું સુંદર મુખ ! અને યુવતીની પાસે આ કોણ ? એક નાની બાલિકા ! શેઠના મુખ ઉપર હસતી યુવતીનો ચહેરો જોતાં સહેજ ગમગીની આછી થાય છે. પણ, એ હસતી યુવતીનું મોઢું આમ એકદમ દયામણું કેમ બની ગયું ? અને તરતજ એ યુવતીના મુખ ઉપરનો દયાભાવ કઠોરતામાં પરિણમ્યો. એ કઠોરતા સાથે એ યુવતીએ શેઠ તરફ એવી ક્રોધ દૃષ્ટિ કરી કે, શેઠથી ભયની મારી ચીસ મરાઇ ગઇ. તરત જ નર્સે આવીને " શું છે ? " એમ પૂછ્યું પણ નર્સની સામે તાકીને જોવા સિવાય શેઠ બીજો કાંઇ ખુલાસો કરી શક્યા નહિ. નર્સે સહેજ પાણી પાઇ, પાછું પોતાનું વાચનકાર્ય શરૂ કર્યું અને શેઠને પોતાની પત્ની યાદ આવી. એ પત્નીનીજ આકૃતિ તેમને અત્યારે બ્હીવડાવી રહી હતી.

શેઠની સ્મૃતિ તાજી થઇઃ " નાનપણથી મારી સગાઇ કમળા સાથે કરી હતી. વારતહેવારે કમળા ઘરે જમવા આવતી. હું સાસરે જમવા જતો અને અમે બે વરવહુ એકમેક તરફ કેવી મીઠી નજરે જોતાં, એકમેકનો પક્ષ કેવો ખેંચતાં ! અને પછી તો અમારાં લગ્ન થયાં. અમને બન્નેને જોઇને બાની નજર ઠરતી. પણ હું નાપાક પાક્યો. હું આડે માર્ગે વહી ગયો. અને એ આડા માર્ગમાં હું પરસ્ત્રીગમન કરતાં શીખ્યો. એટલું નહિ પણ વેશ્યાગામી પણ થયો. ઘરે કમળા જેવી સુંદર સ્ત્રી હોવા છતાં, મારી વિષયવાસના તેનાથી તૃપ્ત ન થઇ. પિતાએ પૈસો સાધારણ મૂક્યો હતો. તેમાંથી સટ્ટો ખેલતાં નસીબ ફાવ્યું અને મારી પાસે એકદમ દોલત એકઠી થઇ. એ દોલતનો ઉપયોગ કરવાના માર્ગ મને અવળા સૂઝ્યા અને હું વેશ્યાગામી થયો. કમળાને એની જાણ થઇ. મને

સમજાવવા કમળાએ કેટલાંય ફાંફા માર્યાં, કેટકેટલીય સમજાવટ કરી પણ હું સમજ્યો નહિ. એ દરમ્યાનમાં ઉપર જણાવેલા સંજોગોમાં માતાનું મરણ થયું અને મારે માથે કોઇ જ રહ્યું નહિ. મારી ઢિડાઉગિરિ વધતી જ ગઇ. છતાં નસીબ મને યારી આપતું હતું એટલે હું વધારેને વધારે વિફરતો ગયો. પણ હદપારની વિષયવાસનાને પરિણામે, તેમજ વેશ્યાગમનને પરિણામે હું ગંભીર ચેપી રોગનો ભોગ બન્યો. અને સાથે મેં કમળાને પણ એ ચેપની ભોગી બનાવી. એની જાણ થતાં જ કમળાની ચિંતા ખૂબ વધી. એને પોતાની ચિંતા ન હતી. પણ પોતાના પેટમાંના બાળકની સખ્ત ચિંતા હતી. શરમની મારી તે કોઇને કાંઇ કહી શકી નહિ. અને પરિણામે એ રોગની અસર પૂરા માસે જન્મેલી બાળકીને થઇ. એ બાળકી અંધ જન્મી. દાકતરને બોલાવી મેં ખુલાસો પૂછ્યો અને એ બાળકીની અંધતા નિવારવાના ઉપચાર કરવા જણાવ્યું. પણ દાકતરે સાફ ના પાડી દીધી. ચેપી રોગનું એ પરિણામ હતું અને એ રોગે ગંભીર અસર કરેલી હોવાથી એ બાળકી દેખી શકે એમ હતું જ નહિ. એક પળ માટે મને આંચકો લાગ્યો. અને કમળાએ તો રડી રડીને આંખો સુજાડી દીધી. પણ રાત્રિ પડતાં જ મારી લાગણી પાછી હતી તેવી થઇ ગઇ. મારી ટેવ કાયમની જ રહી. અનેક પ્રકારના ઉપચારો કરવા છતાં મારો રોગ મટયો નહિ. દવા પૂરતી તાત્કાળિક રાહત મળતી પણ એ રાહતનો પાછો હું દુરૂપયોગ કરી લેતો અને એટલેથીજ ન અટકતાં કમળાને પણ હું એ રોગની ગર્તામાં વધારે ને વધારે નાખતો ગયો. બાળકી સુશીનો અંધાપો મોજુદ હોવા છતાં પણ હું ચેત્યો નહિ અને મારૂં બીજું બાળક ચેપી રોગને પરિણામે મરેલું જન્મ્યું. એનાં ઝેરની અસર કમળાને પણ થઇ અને મરેલું બાળક

અવતરતાંની સાથેજ કમળાએ પણ પ્રાણત્યાગ કર્યો. સુશી આ વખતે ચાર વર્ષની થઇ હતી. કમળા કેવી સુશીલ હતી! કેવી કહ્યાગરી હતી! પણ એ બીચારી રોગનો ભોગ બની. રોગનો ભોગ શાની બની? મેં તેને બનાવી. મેં જ તેને મારી વાસનાનો ભોગ બનાવી! એક રીતે કહું તો મેં જ તેનું ખૂન કર્યું!"

અને એ આકૃતિએ જાણે વિકરાળ મોઢું કર્યું હોય એવાં ભયસૂચક ચિહ્નો શેઠનાં સૂકાઇ ગએલાં મોઢાં ઉપર તરવરી આવ્યાં. શેઠથી કેમે કર્યું આ સહન થતું ન હતું. ત્યાં તો પેલી બાલકીની આકૃતિ પણ જાણે તેમના તરફ આંગળી ચીંધી ઠપકો આપતી હોય એમ જોઇ રહી. અને શેઠનાં સ્મરણમાં જીવનકથાનું બાકી રહેલું એક પાનું વધુ ઉઘડયું:

"સુશી, નિર્દોષ સુશી, માતા વિનાની નિરાધાર થઇ ગએલી સુશી આંખના અભાવે અપંગ હતી. તેને માટે મેં એક નોકરડી રાખીને જાણે મારી બધી ફરજમાંથી હું મુક્ત થઇ ગએલો હોઉં એવું વર્તન શરૂ કર્યું. કમળાને તો થોડાજ દિવસમાં હું ભૂલી ગયો. સાચું કહું તો કમળા મરણ પામવાથી મને કાંઇક રાહત મળી. રાહત એ કારણે કે કમળા ઘરે હતી એટલે મારૂં દિલ તેના તરફ પણ વળતું હતું પણ હવે એવું કાંઇ રહ્યું નહિ અને હું કેટલાય દિવસો સુધી ઘરે આવતો જ નહિ. સુશી મને યાદ કરતી પણ, મને સુશી તરફ, અપંગ સુશી તરફ, કાંઇ ભાવ થતો નહિ. છતાં હું તેને જરા હસીને કોઇક કોઇક વાર બોલાવતો કે તેને રમાડતો.

એવામાં એક દિવસ મારી ખૂબ શોધાશોધ થઇ રહી. મારી......નું ઘર માત્ર મારો મોટર ડ્રાઇવર જ જાણતો એટલે તેની શોધ થવા લાગી. અને તે મળી પણ આવ્યો. તેણે

દોડતાં દોડતાં આવીને મને ખબર આપી કે ' સુશી, બંગલાની બહાર રસ્તાપર મોટર સાઇકલ હેઠળ આવી ગઇ છે. ' હું ઉતાવળો તૈયાર થયો અને બંગલે આવી પહોંચ્યો. મોટર સાઇકલનું આગલું પૈડું સુશીનાં માથાં પરથી ફરી ગયું હતું અને તેથી આખું મોઢું ચગદાઇને ચપટું થઇ ગયું હતું. સુશી તરત જ મરણ પામી હતી.

તપાસ કરતાં મને ખબર મળી કે, બંગલાના દરવાજાની બહાર, આયા સાથે સુશી રમતી હતી. એટલામાં સુશીને પાણી પીવાની તરસ લાગી એટલે દરવાજા આગળના ઓટલા ઉપર સુશીને બેસાડી, આયા પાણી લેવા બંગલામાં ગઇ. સુશી હાથમાં બોલ રાખી રમતી હતી. સુશીને ઓટલા ઉપરથી નહિ ઉતરવાની તાકીદ આપવામાં આવી હતી. છતાં, હાથમાંથી બોલ ગબડી પડતાં સુશી નીચે ઉતરી અને બોલ શોધતી શોધતી તે અર્ધે રસ્તે આવી પહોંચી. એટલામાં સામેથી આવતી મોટર સાઇકલની અડફટમાં તે આવી ગઇ અને તેનું માથું ચગદાઇ ગયું.

સુશીને આવી હાલતમાં જોતાં જ મને થયું ' બિચારી ! ' પછી જુરી ભરાઇ; અકસ્માતનો અભિપ્રાય મળ્યો અને સુશીના અંતિમ સંસ્કાર થયા.

એ ત્રણ દિવસ હું ગમગીન રહ્યો, પણ પાછી મારી બુરી લત આગળ આવી. મારો રોગ પણ વધતો ગયો. હું ઉપચારો કરતો, પણ તેની કાંઇ અસર થતી નહિ.

અને પછી તો પૈસો પણ ધીમે ધીમે ઓછો થતો ગયો. માત્ર આ બંગલો અને થોડાક હજાર રૂપિયા રહ્યા. પણ એટલામાં તો હું છેક અશક્ત થયો અને ચાર માસથી તો આ સ્થિતિમાં દિવસો જાય છે.

શાન્તિદાસ શેઠે આખીય સ્મૃતિ પોતાનાં મનમાં તાજી કરી. હાલની સ્થિતિ શાને આભારી છે, એનો વિચાર આવતાં શેઠને કમકમાં આવ્યાં: તેમની નજર આગળ એક પછી એક, માતા, પત્ની અને પુત્રી ત્રણેની આકૃતિઓ આવવા લાગી અને આગલી કથા તાજી કરવા લાગી. શેઠ ગભરાયા. તેમને આઘાત લાગવા માંડયો. અને પછી તો એ આઘાતે એટલું જોર કર્યું કે તેમના નબળા થએલાં મન ઉપર ગંભીર અસર કરી. અને શેઠના મોઢાંમાંથી અત્યંત કઠોર ચિસ નીકળી પડી.

નર્સે ફરી ઉઠીને શેઠના તરફ જોયું. તેમની આંખો ફાટી ગઇ હતી. તેમનું મુખ વલ્લું થઇ ગયું હતું. નાડી હાથમાં ધરી જોઇ તો ધબકારા બંધ થયા હતા. શાન્તિદાસ શેઠ આ ફાની દુનિયાને છોડી ચાલ્યા ગયા હતા.

# વિજયા

આખું ગામ વિજયા તરફ આંગળી ચિંધતું; તેના બે વર્ષના નિર્દોષ બાળક તરફ કરડાકીભરી નજર કરતું અને તેના ઘર આગળથી પસાર થતી વેળા, જાણે તેના તરફ કેટલોય તિરસ્કાર હોય એવી રીતે જતા આવતા સૌ કોઇની નજર પડતી. છતાં, યુવાનો શું, લગભગ બધા પુરુષો, આમતેમ કોઇ જોતું તો નથીને એની ખાત્રી કરીને વાંકા વળી વિજયાનું મોંઢું જોવા પ્રયત્ન કરતા અને એ મુખદર્શન થતાં કોઇ અકલ્પ્ય આનંદ અનુભવતા. સામાન્ય દૃષ્ટિએ તેના તરફ બની શકે તેટલી ઘૃણા બતાવાતી. વિજયા આ બધું સમજતી. પુરુષ જાતિનો તેને ઠીક ઠીક અનુભવ થયો હતો એટલે તે આખા ગામના રોષને ઘોઇ પી ગઇ હતી. આખા ગામનાં આવાં વર્તનથી તેનું હૃદય કેટલીયવાર બળી જતું. પણ રોજરોજની એ કથાને તેણે હૈયામાં સમાવી લીધી હતી. નાના બાળકને હૈયાસરસો ચાંપતાં તેની બધી પીડા દૂર થઇ જતી.

અને આ બધા રોષનું કારણ એક જ હતું. વિજયા વિધવા હતી. વિધવા હતી, એટલું જ નહિ, પણ વિધવા થયા પછી, બે વર્ષે તે માતા બની હતી !

" હડહડતો કળિયુગ વ્યાપી ગયો છે, નહિતર કાંઇ આવું બને ? અને આ તે કેટલી હદની નફ્ફટાઇ ? હજી, કોઇવાર કાંઇ

ભૂલ થઇ જાય, માણસ જાત ભૂલને પાત્ર છે; પણ કાંઇ આટલી હદે જવાય ? આ પાપનો ઘડો ભરાયા પછી પણ રાંડને અક્કલ ન સૂઝી ! આમ ઉઘાડે છોગે ગામનો ભવાડો કરવા બેઠી છે ! કાશી, પ્રયાગની બે ત્રણ મહિનાની યાત્રાએ નીકળી ગઇ હોત તો તેનો કયો સગો જાણવાનો હતો ! પણ આને કાંઇ નાક હોય તો ને ! બાપદાદાની અને સાસરિયાંની આબરૂ ઉપર પાણી ફેરવી નાખ્યું ! આવો ભવાડો કરતાં કુવો તળાવ કેમ ન પૂર્યો ? ”

ગામનો આ સામાન્ય અભિપ્રાય હતો. એ અભિપ્રાય, કેટલાક દોઢડાહ્યાં અને પરાઇ કુથલી કરવાને ટેવાયલાં સ્ત્રીપુરૂષો મીઠું મરચું ભભરાવીને ઠીક ઠીક પ્રચારતાં. કેટલાક સમજુઓ મનમાં સમજીને બેસી રહેતા. બે ચાર યુવાનો વિજયાની આખી કથાથી પરિચિત હતા એટલે તેની દયા ખાતા પણ હજી આખા ગામના સમુદાયની સામે થવા જેટલી હિંમત તેઓમાં આવી ન હતી.

શરૂઆતમાં વિજયાને આ વધું ઘણું વસમું લાગ્યું. કેટલીય વાર તે લાગણીવશ થઇ જઇને આપઘાત કરવા તૈયાર થતી. કેટલીય વાર તે કપડાંની પોટલી બાંધી ગામ છોડી, બીજે ક્યાંક ચાલી જવા તૈયાર થતી. પણ ઘણા વિચાર પછી, તેણે એવું કાંઇ પગલું ન ભરવાનો નિર્ણય કર્યો. પોતે માતા થનાર છે, અને ભાવિ બાળકનો આધાર તેના ઉપર છે એટલા એક જ વિચારે તેનું હૈયું પીગળી જતું અને તે પાછી, સમાજ સામે, સામી છાતીએ ખડી રહેવાના નિર્ણય ઉપર આવી જતી. બાલકના જન્મ પછી, તેને ઉછેરવામાં તેનો બધો સમય પસાર થતો. ગામની નિંદાને તુચ્છકારી તેણે પોતાનાં જીવનની નવેસરથી શરૂઆત કરી દીધી.

જે કારણસર વિજયા આખા ગામની આટલી બધી નિંદાનો

ભોગ બની હતી તે કારણમાં એકલી વિજયાનો હાથ નથી પણ બીજી કોઇ વ્યક્તિનોય હાથ છે એની સર્વને ખાત્રી હોવા છતાં, સૌ કોઇ દોષ માત્ર વિજયાનો જ કાઢતાં હતાં. વિજયાને આવી સ્થિતિમાં લાવી મૂકનાર પુરૂષ કોણ છે, તે જાણવાની આ બધા નિંદકોએ કાંઇ દરકાર કરી ન હતી. કદાચ, તેઓ જાણતા હોય તો પણ તેને માટે એક શબ્દ સરખો ઉચ્ચારવાની કોઇ હિંમત કરતું નહિ, તેના તરફ એક આંગળી સરખી કોઇ ઉંચી કરતું નહિ, અને એ વ્યક્તિએ પણ વિજયાને છેહ દીધો હતો. વિજયા તરફ તે હવે નજર સરખી પણ કરતો ન હતો.

[ ૨ ]

ચૌદ વર્ષની વિજયાનું લગ્ન રમણલાલ સાથે થયું, ત્યારે કોઇને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે ઘણા જ ટુંકા કાળમાં, તેને માથે વૈધવ્ય આવશે. રમણલાલ તે વર્ષ સીનીયર બી. એ.ના વર્ગમાં હતો અને એ વર્ષ પૂરૂં થતાં જ, નવ વધુ સાથે જીવનની શરૂઆત કરવાનાં સ્વપ્ના સેવતો હતો. નાનપણથી તેના પિતા અવસાન પામ્યા હતા. માતાએ પણ થોડા વધુ સમય બાદ આ ફાની દુનીયાનો ત્યાગ કર્યો હતો. એટલે તેને અંગત કુટું-બમાં એક કાકા–કાકી સિવાય બીજું કોઇ રહ્યું ન હતું. તેના કાકા, મનસુખલાલ, તેના કરતાં વયે માત્ર પાંચેક વર્ષ મોટા હતા. અને મેટ્રીકમાં નપાસ થયા બાદ તેઓ બાપદાદાના ચાલતા આવેલા શરાફીના ધંધામાં પડી ગયા હતા. કુટુંબનો વ્યવહાર ચાલ્યા કરતો હતો. બાપદાદાની મિલ્કત ઠીક ઠીક હતી એટલે ખાસ બીજી ચિંતા કરવા જેવું કાંઇ હતું નહિ. રમણલાલે અભ્યાસ આગળ વધાર્યો અને સીનીયર બી. એ. માં આવતાં તેનાં લગ્ન વિજયા સાથે થયાં. ભાવિજીવનનાં મધુરાં સ્વપ્નો બન્ને સેવતાં હતાં. એટલામાં અણધારી ઘટના બની ગઇ. રમણલાલ હૃદયબંધ પડી જવાથી અવ-

સાન પામ્યો અને વિજયા, પરણ્યા પછી ત્રણ માસમાં જ વિધવા બની. જીવન શું છે, એની કાંઇ જાણ પડે, તેનો કાંઇ અનુભવ મળે, તે પહેલાં તો તે વિધવા બની. સમાજનો અભિશાપ પામેલી અસંખ્ય નારીઓમાં એકનો વધારો થયો. પાનાનાં મહેલની માફક જીવન માટે કરી રાખેલી કલ્પના. જમીનદોસ્ત થઇ ગઇ. વિજયાનું જીવન નકામું થયું.

પરણીને એક વાર સાસરે જઇ આવેલી વિજયાએ લાંબા સમય સુધી પાછું સાસરાનું બારણું ન દીઠું. પિતાને ઘરેજ તેને રહેવું પડયું. સાસરામાં કોઇ ઠરેલ વ્યક્તિના અભાવે, વિજયાની માતાએ પુત્રીના દુઃખમાં સમભાવ દર્શાવ્યો અને માતાની હુંફમાં વૈધવ્યનાં દુઃખને ભૂલવાનો વિજયાએ પ્રયાસ આદર્યો. જીવનને ઉન્નત કરે, એવું વાચન તેનો સમય પસાર કરવામાં સાધનભૂત બન્યું. સારાં વાચનને પરિણામે; તેની બુદ્ધિનો વિકાસ થવા માંડયો અને તે સ્વતંત્ર રીતે વિચાર કરતી થઇ. આ રીતે વૈધવ્યકાળનાં ત્રણ વર્ષો તે વટાવી ચૂકી. એ ત્રણ વર્ષ દરમ્યાન તેનાં માતા પિતાએ પણ તેના દુઃખમાં જ પોતાનું સર્વ સુખ સમાવી દીધું.

તે પછી, એક દિવસે, વિજયાના પિતા ઉપર, મનસુખલાલનો પત્ર આવ્યો. વિજયાની કાકી સાસુને સુવાવડ આવવાની હતી. એ સુવાવડના દિવસો દરમ્યાન, તેની કાકીસાસુની તેમજ ઘરની સંભાળ રાખનાર બીજું કોઇ નહિ હોવાથી, વિજયાને ત્રણ ચાર માસ માટે, બોલાવી હતી. એ પત્ર આવતાં જ ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો. 'વિજયાને મોકલવી કે નહિ ? ઘણો ઘણો વિચાર કરવા છતાં, વિજયાને મોકલવાનું તેની માતાને મન થતું ન હતું. પરંતુ, આવા ભીડના સમયે પણ વિજયા કામ ન આવે તે ઉચિત નથી એવો તેના પિતાનો મત હતો. માતાપિતાએ ઘણી વાર આ

પ્રશ્નની ભેગી વિચારણા કરી. જુવાનજોધ વિધવા દીકરીને આમ અટુલી મૂકવી કે નહિ, એનો તેમને વિચાર થતો હતો. વિજયાનું મન શું છે તે જાણવાનો પણ પ્રયત્ન થયો. વિજયાનું ખાસ જવા દિલ થતું ન હતું. જો કે, થોડા દિવસ વાતાવરણનો ફેરફાર થાય તો સારૂં એમ તેનું દિલ અંદરથી કહી રહ્યું હતું. છેવટે વિજયાને મોકલવાનું નક્કી થયું અને એ મુજબનો પત્ર મનસુખલાલને લખ્યો. મનસુખલાલને, વિજયાને તેડવા માટે આવવાનું જણાવ્યું.

બીજે અઠવાડિયે જ, મનસુખલાલ વિજયાને તેડવા આવ્યા અને વિજયાને જોતાં જ, તેમને રમણલાલ સાંભરી આવ્યો. કુદરતી રીતે જ તેમની આંખોમાંથી આંસુ ઉભરાયાં. સાસરે જવાનું નક્કી થયું તે દિવસથી વિજયાને તો દિવસમાં કે રાત્રિના કેટલીયવાર રમણલાલની યાદ આવતી અને તે રડી રડી ને આંખો સુજાડી દેતી; એટલે કાકા સસરાને જોતાં જ તેની આંખમાં આંસુ આવી જાય એ સ્વાભાવિક હતું. પુત્રીનાં વૈધવ્ય જેટલું માતા પિતાને બીજું કોઇ દુઃખ હોતું નથી એટલે તેમની આંખો પણ એ દુઃખનાં સ્મરણથી ભીની થઇ.

વળતે દિવસે, ચોધાર આંસુએ માતાની ગોદમાં રડી રડીને થાક્યા પછી મોઢું ધોઇ, વિજયાએ, કાકા સસરા સાથે જવા પિતાના ઘર બહાર પગ મૂક્યો. લાંબા સમયથી ઘરના એકાંત વાતાવરણમાં મુંઝાઇ રહેલી વિજયાને કાંઇક નવીન વાતાવરણનો આભાસ થયો અને તે સહેજ પ્રફુલ્લ બની. સ્ટેશને આવી ગાડીએ બેઠા બાદ કુદરતી દૃશ્યો નિરખવામાં તેને આનંદ મળ્યો. પણ સાસરાનું ગામ આવતાં પાછું તેનું મોઢું કરમાઇ ગયું. ઘરમાં પ્રવેશ કરતાં જ કાકીસાસુનાં ખોળામાં માથું મૂકી તે રડી પડી અને કાકીસાસની આંખો પણ ભીની થઇ ગઇ.

રમણલાલ અને મનસુખલાલમાં જેમ વયનો ઝાઝો ભેદ ન હતો તેમ વિજયા અને તેની કાકી સાસુની વયમાં પણ ઝાઝો ફેર ન હતો. એટલે એ બન્ને વચ્ચે વહુ—સાસુ કરતાં સરખી સખીઓ જેવો સંબંધ ઘણી ઝડપથી વધવા માંડયો. વિજયા ઘર કામમાં ઘણી પાવરધી હતી. ઘરનો બધો ભાર જાતે ઉઠાવી લઇને તેણે કાકી સાસુને નિશ્ચિંત બનાવી દીધી. તેનો સ્વભાવ પણ સોજીલો હતો. એટલે કાકીસાસુનું હૃદય તેણે જીતી લીધું.

પૂરા નવ માસે કાકી સાસુએ છોકરાને જન્મ આપ્યો. તે દિવસે, વિજયાના મનમાં કોણ જાણે કેમ, પણ એક વિચિત્ર પ્રકારની લાગણીનો જન્મ થયો. તેનાં હૈયામાં એક પ્રકારની વેદના થવા માંડી. પોતે વિધવા છે, એ આ પ્રસંગે તેને યાદ આવ્યું. પોતે આવી રીતે કોઇ વાર માતા બની શકવાની નથી, એમ લાગતાં, તેને સખ્ત અમુંઝણ થવા માંડી, તેનો જાતીય આવેગ ઉશ્કેરાયો અને કેમે કર્યું તેને ચેન પડયું નહિ. ઘણી વેદનાને પરિણામે તેને સહેજ મૂર્છા આવી અને તે અર્ધભાનવાળી અવસ્થામાં જ કેટલોક સમય પડી રહી.

થોડો સમય વીતતાં તેના મનની વેદના શમી હોય એમ લાગ્યું પરંતુ ઉંડી ઉંડી કોઇ ભાવના તેના મનમાં જાગૃત થઇ હતી. આ પ્રસંગ બન્યા પછી, તેને કોઇક કોઇક વાર અમુંઝણ જેવું થઇ આવતું અને પછી તો દિવસના એકાદ વાર પણ તેને આ સ્થિતિમાં અર્ધો કલાક સુધી પડી રહેવું પડતું.

માનવ હૃદયમાં કેટલીક વાર એવા અભિલાષો જાગે છે કે જે સહેલાઇથી દબાતા નથી. તેને મારી મચડીને દાબી દેવા પડે છે. આની અસર આખાં શરીર પર ખાસ કરીને મન પર થાય છે અને તેથી મન નબળું પડતું જાય છે; મનની અસ્થિરતા

પણ વધે છે. વિજયાનાં મનમાં પણ આવી નબળાઇએ વાસ કર્યો અને એની અસરને પરિણામે તેને હીસ્ટીરીયાનો વ્યાધિ લાગુ પડયો. પ્રથમ બે ત્રણ દિવસે તાણ આવતી પણ પાછળથી રોજ તાણ આવવા માંડી અને એ તાણ એટલી તો જોશથી આવતી કે વિજયાને પકડીને સુવાડી રાખવી પણ મુશ્કેલ થઇ પડતી. તેની કાકીસાસુ સુવાવડમાં હતી. એટલે ન છૂટકે કોઇ વાર સખ્ત તાણ આવતાં, વિજયાના કાકાસસરાને તેની કાળજી રાખવી પડતી.

એ ઘરમાં કાકીસાસુના ઓરડાની નજીકમાં જ વિજયાનો ઓરડો હતો. તેની નજીકમાં કાકા સસરાનો ઓરડો હતો. વિજયાને કોઇક વાર રાત્રે પણ સખ્ત તાણ આવતી અને તે વખતે મનસુખલાલે આવીને તેના ઉપચાર કરવા પડતા.

એક રાત્રે વિજયાને સખ્ત તાણ આવી. અને તે સમી ગયા પછી થોડીવારે પાછી સખ્ત તાણ આવી. તેના પછાડાથી ઉંઘતું બાળક જાગી ન જાય એ કારણે, વિજયાના ઓરડામાંથી, તેની કાકીસાસુના ઓરડામાં જવાનું બારણું ઢાંકી રાખેલું હતું. વિજયાના પગના પછાડાનો અવાજ સાંભળીને મનસુખલાલ તરતજ પોતાના ઓરડામાંથી ત્યાં આવી પહોંચ્યા અને તેમણે તાણ મટાડવાના ઉપચાર કરવા માંડયા. સખ્ત પછાડાને લીધે તેમજ પૂરતું ભાન ન હોવાને લીધે, વિજયાનું લુગડું અસ્તવ્યસ્ત થઇ ગયું હતું, વધારામાં એકાંત હતું. લાંબા સમયથી વાસનાને દાબી રાખવી પડેલી હોવાથી, મનસુખલાલનું મન ચંચળ બન્યું. તેમણે વિજયાને સ્વસ્થ કરવાના પ્રયત્ન આદર્યા. વિજયા સ્વસ્થ થઇ નહિ ત્યાં સુધી તેમણે વિજયાના દેહ તરફ એકીટસે જોયા કર્યું. તેમનાં મનની અસ્થિરતામાં ખૂબ વધારો થયો. લગભગ અર્ધા કલાકે,

વિજયા સ્વસ્થ બની અને તેને ભાન આવતાં જ તે બહાવરી જેવી બેઠી થઇ ગઇ અને લુગડું સમું કરી તે શાન્ત બનીને બેસી રહી.

"વિજયા, કેમ લાગે છે? આજે તાણ વધારે આવી, ખરું?" મનસુખલાલે પ્રશ્ન કર્યો.

"ઠીક છે. હવે કાંઇ નથી. તમે હવે જાવ."

વિજયાનો જવાબ સાંભળી, કાંઇક વિચારમાં પડી ગયા હોય તેમ મનસુખલાલ ઉભા રહ્યા અને પછી બોલ્યાઃ "ઠીક, હું જાઉં છું. બારણું ખુલ્લું જ રાખજો, એટલે તાણ આવે તો હું જાણી શકું." એટલું કહીને મનસુખલાલ ત્યાંથી ચાલ્યા ગયા.

હમેશનાં કરતાં, વિજયાને વધારે શ્રમ લાગ્યો હતો અને મનની અસ્થિરતા પણ વધી હતી. પથારી કરીને તે બારણું ખુલ્લું રાખી સૂઇ ગઇ.

પણ મનસુખલાલને ઉંઘ આવતી નહતી. તેમની આંખ આગળથી વિજયા ખસતી ન હતી. આંખ મિંચતાં વિજયા તેમની નજર આગળ તરી આવતી એટલે લગભગ કલાકેક સુધી તો તેમને પથારીમાં આળોટયા કરવું પડયું. તે છતાં તેમને ઉંઘ આવી નહિ. એટલે થોડીવાર તેમણે ઓરડામાં આંટા માર્યા કર્યા.

પછીથી તેમનાથી રહેવાયું નહિ. ધીમે પગલે તેઓ વિજયાના ઓરડા આગળ આવ્યા તેમના ધારવા પ્રમાણે બારણું ખુલ્લું જ હતું. તેમણે બત્તી કરી. વિજયા ઘસઘસાટ ઉંઘતી હતી. બત્તીનો પ્રકાશ તેના મુખ ઉપર પડતો હતો અને તે મનસુખલાલને વધારે ચંચળ બનાવતો હતો. ધીમે પગલે મનસુખલાલ પથારી આગળ ગયા અને ત્યાં નજીકમાં જ બેસી ગયા. એકીટસે થોડી વાર સુધી વિજયાનું મુખ જોયા પછી, કાંઇ યાદ આવ્યું હોય તેમ ઉઠી,

તેમણે, બારણું બંધ કર્યું; નજીકના ઓરડાનું બારણું ખુલ્લું નથી ને, એની પણ તેમણે ખાત્રી કરી લીધી. અને પાછા, પહેલાંની જેમ વિજયાના માથાં નજીક જ બેઠા. ધીમે રહીને તેમણે વિજયાના ગાલ ઉપર હાથ મૂકયો અને એ હાથનો સ્પર્શ થતાં જ વિજયા ચમકીને જાગી ઉઠી. તેના શરીરમાં અદ્દભૂત રોમાંચ થયો. તે પથારીમાં જ બેઠી થઇ ગઇ. તે બેબાકળી બની ગઇ.

"ગભરા નહિ, વિજયા, એ તો હું છું. તને કેમ છે, તે જોવા માટે હું અહીં આવ્યો છું."

વિજયા કાંઇ પણ બોલી નહિ. તે બેસી જ રહી. અણધાર્યા સ્પર્શથી તેનામાં કાંઇ નવીન પ્રકારની લાગણી થઇ આવી; એ લાગણીએ તેને વિચારે ચઢાવી.

મનસુખલાલ જેમના તેમ બેસી જ રહ્યા. તેઓ વિજયાના મનની સ્થિતિ સમજી ગયા. વિજયાનું મન કાંઇક ચંચળ બન્યું છે એમ તેમને લાગ્યું. તેમણે ફરીથી, વિજયાને કહ્યું:

"કાંઇ નહિ; તારી તબીયત ઠીક નથી એટલે સૂઇ રહે." વિજયાની તબીયતની ખૂબ કાળજી બતાવતા હોય એવા રૂપમાં તેઓ બોલ્યા. છતાં વિજયા હતી તેમની તેમ બેસી રહી.

એ સ્થિતિ ઝાઝો વખત ચાલુ રહી નહિ. વિજયાએ મન ઉપરનો કાબુ પૂરેપૂરો ગુમાવ્યો હતો. અને વાતાવરણ, પણ તેના મનની નિર્બળતામાં વધારો કરે એવું હતું. તબીયત જોવાને બહાને, મનસુખલાલે વિજયાના કપાળ ઉપર હાથ મૂકયો અને તે હાથ ધીમે ધીમે ગાલ ઉપર થઇને તેની પીઠ સુધી ફર્યો. સ્પર્શનો રોમાંચ, બાકી રહેલી સ્થિરતાને પૂરી કરવા માટે પૂરતો હતો. અને પછી મનસુખલાલે, વિજયા ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો. અત્યાર

જાળવી રાખેલો સંયમ એક પળમાં ન હતો થઇ ગયો. વિજયાને અત્યાર સુધી નહિ મળેલો એવો નવાજ પ્રકારનો આનંદ મળ્યો.

અને પછી, તો એ નિત્યનો ક્રમ થઇ પડયો. રંગરાગમાં ભવિષ્યનો બેમાંથી એકેયને વિચાર આવતો ન હતો.

આવી બાબતમાં હમેશાં બને છે તેમ વિજયાને માસ રહ્યા. પહેલા એક બે માસ તો ગમે તેમ પસાર કર્યાં પણ ત્રીજે માસ ચઢતાં આ વાત કાકીમાસુથી છાની રહી નહિ. અને વાત આગળ વધી. વિજયાને હવે જ પોતે કરેલી ભૂલનું ભાન થયું પણ, પોતે માતા બનશે એ વાતનું ભાન થતાં તેને એક પ્રકારનો આનંદ થયો. એ આનંદ કેટલો સમય ટકશે એનો તરત જ તેને ખ્યાલ આવ્યો. પોતે વિધવા છે, એ ખ્યાલ આવતાં તેને દુઃખ ઉપજયું છતાં તેણે ગમે તેવાં દુઃખમાં પણ માતા બનવાનો નિર્ણય મનમાં કરી રાખ્યો.

મનસુખલાલને આ બીનાની તરતજ જાણ થઇ ગઇ. તેમણે, દવાના પ્રયોગો કરવાની વિજયાને સલાહ આપી પણ વિજયાએ એ વાતનો ઇન્કાર કર્યો, પોતે માતા બનવા મક્કમ છે એ સાંભળીને મનસુખલાલનો પિત્તો ખસી ગયો. કોઇ પણ ભોગે આમ બની શકશે નહિ એમ તેમણે સ્પષ્ટ જણાવી દીધું પણ વિજયા એકની બે થઇ નહિ. તેને યાત્રાએ મોકલવાના તેમજ એવા એવા બીજા ઘણા માર્ગો બતાવ્યા છતાં વિજયા મક્કમ રહી; તેણે સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું કે, “ ઇશ્વરે મને માતા બનાવવા ધારી છે પછી બધા પ્રયત્નો નકામા છે. ” વિજયાની આ સ્પષ્ટ વાત નફ્ફટાઇ કહેવાઇ.

પરિસ્થિતિ ઘણી વિષમ બની, ગામમાં પણ બધે વાત ફેલાઇ ગઈ. વિજયા અને મનસુખલાલના સંબંધની લોકોને જાણ

થઇ ગઇ. છતાં બધાં દોષ વિજયાનો જ કાઢતાં. કારણ એક જ હતું. તેણે બાળકનો નિકાલ કરવાનું કબૂલ્યું ન હતું.

ઘણી ઘણી સમજાવટ છતાં વિજયા સમજી નહિ એટલે. આખરે ગામલોકોની નિંદામાંથી બચવા માટે મનસુખલાલે, વિજયાને ઘરમાંથી કાઢી મૂકી. વિજયાએ આવી સ્થિતિમાં માતાપિતાનો આસરો લેવાનું ધાર્યું ન હતું એટલે તેણે તરત જ કાકા સસરાનાં ઘરનો ત્યાગ કર્યો. રમણલાલના વીમાની ચોક્કસ રકમ વિજયાને મળી હતી તે વિજયાને નામેજ હતી એટલે તરત પૂરતી જીવન નિર્વાહની તેને કાંઇ હરકત હતી નહિ. તેણે એ ગામમાં જ એક બીજા મહોલ્લામાં ઘર રાખ્યું અને ઘર કામ કરવા માટે એક બાઇ રાખી લીધી.

ગામની નજીકમાં જ, મીશનરી હોસ્પીટલ હતી. એ હોસ્પીટમાં વિજયાએ સુવાવડ માટે ગોઠવણ કરી. મીશનરી હોસ્પીટલની વડી બાઇએ વિજયાને આ હિંમત માટે શાબાશી આપી અને જરૂર પડે તો પૂરતી મદદ કરવા વચન આપ્યું. વિજયાએ પોતાની બધી કથા એ બાઇને કહેવાથી, તેના તરફ એ બાઇને ખૂબ સમભાવ ઉપજયો. કાળજીભરી સુવાવડને પરિણામે, વિજયા સુખરૂપ નાહી ઉઠી. તેનો બાળક ગુલાબના ગોટા જેવો હતો.

બાળકને લઇ વિજયા પાછી ગામમાં આવી તે દિવસથી જ, તે આખાં ગામનાં રોષનું કારણ બની. બધાં જાણતાં હોવા છતાં, મનસુખલાલને એક શબ્દ સરખો પણ કોઇ કહેતું નહિ.

બાળક છ માસનો થયો ત્યાંસુધી વિજયા ઘરે જ રહી. પણ પછીથી મીશનરી બાઇ સાથે વાતચીત કરીને તેણે હોસ્પીટલનાં કપડાં સીવવાનું કામ મેળવ્યું અને એ રીતે જીવન નિર્વાહ જેટલી કમાણી કરવા માંડી. એમને એમ, બાળક બે વર્ષનો થયો. એ બાળકને,

એક સાચી માતાની જેમ પાળીપોષીને, માતાની કુખ ઉજાળે, એવો બનાવવાની અભિલાષા સાથે ગામ બધાંનો રોષ વેઠતી વેઠતી પણ વિજયા જીવન પસાર કરે છે.

હવે મનસુખલાલ વિજયાને ઓળખતા નથી. માત્ર આખું ગામ વિજયા તરફ આંગળી ચિંધે છે.

# પતિપત્ની

"ભદ્રા, આ તારો કાગળ છે." તાજેતરની ટપાલમાં આવેલા કાગળોમાં પહેલો જ, ભદ્રાના સરનામાનો હતો. સરનામું વાંચીને તરત જ, એ કાગળ બાજુએ મૂકી, રમેશે ભદ્રાને બૂમ મારી. ભદ્રાએ આવીને કાગળ લીધો. ટપાલની છાપ જોઇ તેના મુખ ઉપરથી હર્ષની રેખા તરી ગઇ. કાગળ લઇને તે પોતાના ખંડમાં ચાલી ગઇ અને રમેશે, બીજા પત્રો વાંચવા માંડયા.

"રમેશ, ખૂશ ખબર !" હર્ષથી મલકાતી ભદ્રા દોડતી પાસે આવી અને પત્રો વાંચવામાં મશગુલ બનેલા રમેશના ધ્યાનમાં ભંગ થયો. ખુશખબર જાણવા તેનું મન આતુર થયું એટલે હાથમાં કાગળો ટેબલ પર પાછા મૂકી તેણે પ્રશ્ન કર્યો:

"શી ખુશખબર છે ?"

જવાબમાં ભદ્રાએ હાથમાંનો કાગળ તેના હાથમાં મૂકી દીધો. રમેશે પત્ર વાંચવા માંડયો. તેના મુખ ઉપરથી પસાર થતા ભાવો ભદ્રા બારીકાઇથી જોઇ રહી. આખો કાગળ વાંચી રહ્યા પછી, તેણે ભદ્રાને અભિનન્દન આપ્યાં. દક્ષિણ આફ્રિકામાં આવેલાં ડરબાનમાં હાલમાં જ મોટા પાયા ઉપર શરૂ થએલાં બાલમન્દિરમાં આચાર્ય તરીકે તેની નીમણુંક થઇ હતી. રહેવા કરવાની સગવડ ઉપરાંત, લગભગ માસિક રૂા. ૩૦૦) જેટલો પગાર તેને મળવ[illegible] હતો. આ જગાએ ભદ્રાની નિમણુંક કરતો આ પત્ર હતો.

સુંદર જગા માટે, ભદ્રાને અભિનન્દન આપ્યા વિના તેનાથી કેમ રહી શકાય ?

ભદ્રા પાછી, તેના ઓરડામાં ચાલી ગઇ; અને રમેશે અધુરા રહેલા પત્રો વાંચવા શરૂ કર્યા. ઘડી પહેલાં તેને થએલો આનંદ અત્યારે ઓસરી જતો લાગ્યો. ભદ્રાની આવી સારી જગાએ નીમણુંક થાય એ ખુશાલીનો વિષય અલબત્ત હતો. પણ તે સાથે પોતાને ભદ્રાથી છૂટા રહેવું પડશે, એ વિચારે તેને તરતજ ગ્લાનિ થઇ આવી. ઘડી ભર તેને આ નિમણુંક જતી કરવાનું કહેવા મન થયું, પરંતુ લગ્ન કરતાં પહેલાં ભદ્રાને આપેલો કોલ યાદ આવ્યો અને એ વિચાર તેણે પડતો મૂક્યો. તે વિચાર તંદ્રામાં પડી ગયો.

" રમેશ, થોડી ચ્હા પીશો ? " ભદ્રાનો અવાજ ફરી કાને અથડાયો અને રમેશ તંદ્રામાંથી જાગી ઉઠ્યો. તંદ્રામાંથી કાંઇક જાગૃતિ મળશે એમ ધારીને રમેશે હા પાડી. ભદ્રાએ જાતે ચ્હા બનાવી અને બે પ્યાલા ભરી લાવી તે રમેશની સામે બેઠી.

બાકી રહેલા કાગળો જેમ તેમ રમેશે વાંચી લીધા. કોઇ ખાસ અગત્યનો કાગળ ન હતો. પણ ભદ્રા ઉપરનો પત્ર તેની નજર આગળથી ખસ્યો નહિ. એ પત્રમાંની વિગતોએ તેનાં મનને ઘેરી લીધું હતું. તેના મનમાં થતી વિચારપરંપરાની રેખા મુખ ઉપર સ્પષ્ટ તરવરતી હતી. રમેશનાં પ્રફુલ્લ મુખ ઉપર ગ્લાનિની રેખા ફરતી જોઇને તેનું મોઢું પણ સહેજ ઉતરી ગયું. અંત્યંત પ્રેમાળ સ્વરે તેણે પૂછ્યું:

" કેમ રમેશ ? તમને નહિ ગમ્યું ? હું તો જાણતી હતી કે તમે પણ મારી જેમ ખુશ થશો ! "

" અરે એમ તે હોય ? આવી સારી જગા તને મળે એ તો ઘણીજ ખુશ થવા જેવી વાત છે. મને માત્ર એકજ ચિંતા થાય છે.

દક્ષિણ આફ્રિકા જેટલે દૂર જવાનું ! ” રમેશે મુખ ઉપર થોડી પ્રફુલ્લતા લાવતાં કહ્યું.

“ હા, દૂર તો છે; પણ આવી સારી તક કેમ જતી કરાય? ” ભદ્રાએ ખિન્નતા સાથે બીજો પ્રશ્ન કર્યો.

“ નહિ, એ પ્રશ્ન જ નથી. તારે એ જગા સ્વીકારવાની જ છે. એ તો અમારો પુરૂષોનો સ્વાર્થી સ્વભાવ જરા આડો ચાલી ગયો ! મને, તારા વિના કેમ રહેવાશે, એટલી જ મુંઝવણ થાય છે. ” રમેશે મનમાંથી બધા પ્રકારની ગ્લાની ઉડાવી દીધી.

“ તમે સાથે નહિ આવી શકો, રમેશ ? ” ભદ્રાએ વધુ પ્રશ્ન કર્યો.

“ નહિ, એ કેમ બને ? આ જગા મારાથી કેમ છોડી શકાય ? કાંઇ નહિ; એ તો ચાલશે. બે વર્ષ તો વાતવાતમાં વીતી જશે. પણ આપણે ટપાલ નિયમિત લખવાની હો. ”

“ હા, ગમે તેવાં કામમાં પણ એમાં ચૂક નહિ થાય. ”

ચ્હા પીતાં પીતાં આટલી વાતચીત થઇ ગઇ અને બન્ને પાછાં પોતપોતાને કામે વળગ્યાં.

[ ૨ ]

મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિનો અભ્યાસ કરવા માટે ભદ્રા જે મેલસ્ટીમરમાં યુરોપ જવા ઉપડી, તે જ બોટમાં, રમેશ, પત્રકારત્વ-નો અભ્યાસ કરવા ઉપડયો હતો. મોલ સ્ટેશન ઉપર બન્નેને વિદાય આપવા એકત્ર થએલા સ્નેહીસંબંધીઓમાંથી, એક જણ, બન્ને ને સુપરિચિત હતો. તેણે, રમેશ અને ભદ્રાની પરસ્પર ઓળખાણ કરવી. અને બોટમાં બન્ને વચ્ચે સારી મિત્રાચારી બંધાઇ. બન્નેનાં અભ્યાસનું કેન્દ્ર યુરોપ જેવી વિદેશી ભૂમિ હતું એટલે ત્યાં પણ અવારનવાર તેઓ વચ્ચે પત્રવ્યવહાર ઉપરાંત મુલાકાતો થઇ. આને

અંગે આ મૈત્રી ઘણી જ ગાઢી થઇ. બન્નેનો અભ્યાસ પણ લગભગ સરખે જ સમયે પૂરો થયો અને તેઓ પાછાં એક જ બોટમાં હિન્દ આવવાં ઉપડયાં. બન્નેનાં હૃદય એકમેક માટે તલસતાં હતાં. બન્ને વચ્ચે સ્નેહની ઉર્મિઓ ઉત્પન્ન થઇ હતી. એટલે પાછા ફરતાં એક ચાંદની રાત્રે, ડેક ઉપર બન્ને બેઠા હતાં તે પ્રસંગે, રમેશે એ વાત છેડી. પછી બન્નેએ પોતપોતાની લાગણીઓના ઉભરા ઠાલવ્યા. મુંબાઇ જઇને, બન્નેએ લગ્ન કરવું એમ. ત્યાં નકકી કર્યું; પણ એ લગ્ન માટે, ભદ્રાની એક શરત હતી. એ શરતનો સ્વીકાર પ્રતિજ્ઞાપૂર્વક થાય અને તેનું પાલન થવાની ખાત્રી મળે તો જ, ભદ્રાએ લગ્ન કરવા ઈંતેજારી બતાવી હતી. એ શરત એ હતી કે, ભદ્રાને પોતાનું કાર્યક્ષેત્ર સ્વતંત્ર રીતે ખેડવામાં, રમેશે અંતરાય રૂપ થવું નહિ. પાશ્ચાત્ય વિચારશ્રેણીને પરિણામે, સ્ત્રી સ્વતંત્રતાની ભાવનાના હિમાયતી બનેલા રમેશને એ શરતમાં અસ્વીકાર કરવા જેવું કાંઇ લાગ્યું નહિ. એટલે તેણે એ શરત સ્વીકારી. મુંબઇ આવીને બન્નેએ વૈદિક વિધિથી લગ્ન. કર્યાં ઉપરાંત એ લગ્ન રજીસ્ટર પણ કરાવ્યાં.

મુંબાઇ આવતાં પહેલાં જ એક અંગ્રેજી દૈનિકમાં સહતંત્રી તરીકે રમેશની નીમણુંક થઇ ગઇ હતી. એટલે એકાદ માસ અમન ચમનમાં ગાળ્યા પછી, તેણે પોતાની જગા સંભાળી લીધી. તેમણે ખારમાં એક નાનકડો બંગલો ભાડે રાખી લીધો. ભદ્રાનો વિચાર ઉપનગરો માટે એક સ્વતંત્ર બાલમંદિરની સ્થાપના કરવાનો હતો. પણ રમેશે તેને થોડા માસ વીત્યા પછી એ સંબંધમાં પ્રવૃત્તિ શરૂ કરવા સૂચના કરી. ભદ્રાને તે ગમી ગઇ અને છ એક માસ. રાહ જોયા પછી તેણે એ જાતની હીલચાલ શરૂ કરી. તેના વિચારને કેટલાક પ્રગતિમાન વિચાર ધરાવતા લોકોએ ટેકો આપ્યો. પણ

સવિસ્તર યોજના તૈયાર કરીને તે અમલમાં મૂકાય તે પહેલાં જ ભદ્રા સમક્ષ એક નવી માંગણી રજુ થઇ.

દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓને પોતાનાં બાળકોનાં શિક્ષણ સંબંધમાં ઘણી જ મુશ્કેલી પડતી હતી. નામની જ શાળાઓ જેમ તેમ ચાલતી હતી. પરિણામે, ત્યાંના હિન્દીઓનાં ભાવિ સંતાનો યોગ્ય શિક્ષણથી વંચિત થવાનો ભય ઉભો થયો. કેટલાક સેવાભાવિ અને શિક્ષણપ્રેમી યુવાનોનું આ દિશા તરફ ગંભીર રીતે ધ્યાન ખેંચાયું અને તેમણે, એ ખામી દૂર કરવા માટે પ્રયત્નો આરંભ્યા. તેઓના સતત પ્રયત્નને પરિણામે, સારૂં સરખું કેળવણી ફંડ એકઠું થયું. એ ફંડ એકઠું થયા પછી, વ્યવસ્થિત રીતે શાળાઓ ઉઘાડવાનું કાર્ય તેઓએ શરૂ કર્યું. તરત માટે મોટાં મોટાં ગણાતાં શહેરોમાં શાળાઓ ઉઘાડવાની શરૂઆત કરી અને તે સાથે મોન્ટીસોરી પદ્ધતિ મુજબનું બાલ મન્દિર મોટા પાયા ઉપર ડરબાનમાં સ્થાપવાનું નક્કી કર્યું. આ મોન્ટીસોરી બાલમન્દિરના આચાર્ય અને સંચાલક તરીકે કામ કરી શકે એવાં એક નિષ્ણાત બહેનની જરૂર હતી. એવાં બહેનની શોધ કરી ઘટતી વ્યવસ્થા કરવાનું મુંબાઇમાંના એક મિત્રને સોંપાયું હતું.

ડો. મોન્ટીસોરી પાસે રહીને એ પદ્ધતિનો અભ્યાસ કરી આવેલી ભદ્રાનું નામ એ મિત્રને કોઇએ સૂચવ્યું અને તરત જ, તે ભાઇએ ભદ્રાને મળવાની ઇચ્છા દર્શાવતો પત્ર લખ્યો. એક શનિવારે બપોરે ત્રણ વાગ્યે ભદ્રાએ તેમને મળવા બોલાવ્યા.

પેલા ભાઇએ ડરબાનનાં બાલમન્દિરની બધી યોજના સમજાવી અને એનું સંચાલન હાથ ધરવાની ભદ્રાને સૂચના કરી. દક્ષિણ આફ્રિકા જેવાં દૂરનાં સ્થળે, આવી જગા સ્વીકારવાને ભદ્રાનું મન માનતું ન હતું પરંતુ ઘણા વિચાર પછી, ખાસ કરીને, દક્ષિણ

આફ્રિકા જેવા દૂરના પ્રદેશમાં સુંદર કાર્ય કરીને નામના મેળવવાની ઉંડી ભાવનાથી, ચોક્કસ શરતોએ એ જગા સ્વીકારવાની તેણે તત્પરતા બતાવી. એ શરતો પેલા ભાઇએ કેળવણી મંડળને લખી જણાવી અને તે સાથે ભદ્રાનું સરનામું પણ લખ્યું. એ બધીએ શરતો માન્ય કરવામાં આવી અને ભદ્રાને એ પદે નીમણુંક કરતો પત્ર મળ્યો. ભદ્રાએ વળતી ટપાલમાંજ, એ નીમણુંકનો સ્વીકાર કરતો પત્ર લખ્યો અને અઢી વર્ષ માટે તે દક્ષિણ આફ્રિકા કેળવણી મંડળ સાથે બંધાઇ. બાલ મન્દિરનાં સંચાલનમાં તેને સર્વ પ્રકારની સ્વતંત્રતા આપવામાં આવી હતી.

દક્ષિણ આફ્રિકા જવા માટેની આગબોટ ઉપડવાનાં એક અઠવાડિયાં પહેલાંથી જ ભદ્રાના માનમાં મિત્રો અને સ્નેહીઓ તરફથી ભોજનના અને ચ્હા પાણીના મેલાવડાઓ થઇ રહ્યા. પતિને છોડીને તે એકલી દક્ષિણ આફ્રિકા જવા તૈયાર થઇ હતી તેથી, કેટલાક સુધરેલા વિચારના ગણાતા વર્ગમાં પણ આશ્ચર્ય ફેલાયું હતું. જૂના વિચારના લોકોને તો વિલાયત જઇને વહી ગએલાંઓ શું ન કરે એજ બાબતનો વિચાર આવતો હતો. કેટલાક શંકાશીલો આ પ્રસંગનો લાભ લઇને, રમેશ અને ભદ્રાનાં મન ઉંચા થવા સુધીની અટકળો કરવા લાગ્યાં પણ બન્ને વચ્ચે કેવો સ્નેહ હતો તે તો ભદ્રા અને રમેશનાં મનજ જાણતાં હતાં.

બોટ ઉપડવાને હવે એક જ દિવસની વાર હતી. આગલે દિવસે બીજા કોઇનાં આમંત્રણનો સ્વીકાર ન કરતાં ભદ્રા અને રમેશે એકલાં રહેવાનો જ વિચાર કર્યો હતો. એ દિવસ બધો, છેલ્લી તૈયારીઓમાં વિત્યો અને છેક સાંજે પરવારી બન્ને દિવાનખાનામાં બેઠા. બન્નેનાં મોઢાં ઉતરી ગયાં હતાં.

થોડી વાર બંન્ને મુંગા રહ્યાં. પછી ભદ્રા બોલીઃ “ રમેશ ! ”

"ભદ્રા !" રમેશે નામોચ્ચાર પૂરતો જ ઉત્તર આપ્યો. બન્ને એક બીજાની આંખમાં જોઇ રહ્યાં.

"રમેશ, અઢી વર્ષ તો જોતજોતાંમાં વહી જશે, ખરું ને?"

"હા, ભદ્રા, આપણે બન્ને એક બીજાનાં કામમાં એવાં મશગુલ થઇ જઇશું કે, એ સમય તો તરતજ પસાર થઇ જશે." ભદ્રાને હિંમત આપતો હોય એવી રીતે રમેશે કહ્યું. અને પછી, કેટલીય વાર સુધી બન્નેએ ત્યાં જ ગુફતેગો કર્યા કરી.

એલેક્ઝાન્ડ્રા ડેક ઉપરથી આગબોટ ઉપડી અને હાથમાંનો રૂમાલ ફરફરાવતી ભદ્રાની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. રમેશ નીરખી શકાય ત્યાં સુધી, ભદ્રાને જતી જોઇ રહ્યો. સાંજનાં છાપાં-ઓનાં ભદ્રાના ફોટા સાથે. તેના દક્ષિણ આફ્રિકા તરફ વિદાય થવાના સમાચાર છપાયા હતા. રમેશે તે ધારી ધારીને વાંચ્યા સીનેમામાં સાંજ ગાળીને છેક છેલ્લી લોકલમાં તે ઘરે ગયો.

[ ૩ ]

ડરબાનમાં હિન્દીઓએ ભદ્રાનો ભવ્ય સત્કાર કર્યો અને ભદ્રાએ તરતજ પોતાને સોંપાયલું કાર્ય સંભાળી લીધું. દિવસો પછી દિવસો પસાર થવા લાગ્યા અને ભદ્રાનાં કાર્યથી તેની કારકીર્દિ પણ વધવા માંડી. શરૂઆતના ૭ સાત મહિના બાલમંદિરને વ્યવસ્થિત કરવામાં વીતી ગયા. એ દિવસો દરમ્યાન ભદ્રાને કામકાજનું રોકાણ એટલું બધું રહેતું કે તેને બીજો કોઈ વિચાર કરવાનો વખત મળતો નહિ. બાલકોનાં કલરવમાંથી તેને આનંદ મળતો. પસં-દગીનું કાર્ય મળવાથી તેને કામ કરવામાં પણ અત્યંત ઉલ્લાસ મળતો.

પત્રકારનું જીવન જીવતા રમેશને રોજ રોજના અવનવાં કાર્યોમાં ભાગ્યેજ ફૂરસદ મળતી. પત્રની ખીલવણી માટે નવા નવા પ્રશ્નો

ઉભા કરવામાં, તેને લગતી અભ્યાસ પૂર્ણ માહિતીઓ મેળવવામાં અને બીજા અનેક વ્યવસાયોમાં રમેશનો સમય પણ પસાર થતો ગયો. દરેક મેલમાં અરસપરસના પત્રો મળતા અને પરસ્પરનાં કામની વિગતો તેમજ સુખ સમાચાર જાણી બન્ને આનંદ પામતાં.

આ સ્થિતિમાં લગભગ દોઢ વર્ષ વિતી ગયું. એટલા સમય સુધી એક બીજાના પત્રોની આપલેથી, પરસ્પરની ખોટ પૂરી લેતાં. જીવનની કાર્ય દિશામાં બન્ને મશ્ગુલ રહેતાં એટલે, પણ તેમની વચ્ચેનો માઇલોનો અંતરાય જણાતો નહિ. પણ, કામકાજ જેમ જેમ વ્યવસ્થિત થતું ગયું અને જેમ જેમ, સમય મળતો ગયો તેમ તેમ પરસ્પરના વિચારોથી મન વ્યગ્ર બનવા માંડયું. છેલ્લાં થોડાક સમયથી રમેશને જીવનમાં કાંઇ ભયંકર ખોટ હોય એવું ભાન થવા માંડયું. તેને શુષ્કતા સાલવા માંડી. આજ પ્રકારની મનોદશા ભદ્રા ઉપરના તેના છેલ્લા પત્રોમાં પણ જણાવા લાગી.

ભદ્રાની સ્થિતિ પણ કાંઇક આવી જ હતી. તેને પણ હવે એકલતા સાલતી હતી. જીવનમાં શુષ્કતા લાગતી હતી. રમેશના પત્રોએ આ લાગણીને વિશેષ ઉશ્કેરી મૂકી. છેલ્લા કેટલાક દિવસોથી તેને કામમાં પણ ચેન પડતું નહતું. અત્યંત પરિશ્રમને પરિણામે તેનામાં આવી બેચેની આવી ગઇ હશે, એમ ધારીને લાગવાથી તેણે એક અઠવાડિયાની રજા લીધી પણ તે દરમ્યાન એ એકલતા વધારે સાલી.

હવે અઢી વર્ષ પૂરાં થવાં આવ્યાં હતાં. એ અઢી વર્ષ દરમ્યાન, ભદ્રાએ બાલશિક્ષણના વિકાસ સંબંધમાં એવું સુંદર કાર્ય કર્યું હતું કે, બધા, તેને વધુ વખત ત્યાં જ રહેવા અને બાલમન્દિરનાં સંચાલનનું કાર્ય કરવા આગ્રહ કરતા હતા. પણ વધુ મુદત ત્યાં રહેવાને તેનું દિલ ચાલતું ન હતું. રમેશે છેલ્લા પત્રમાં આ

બાબતનો ઇસારો કર્યો હતો અને જો બની શકે તેમ હોય તો કરારની મુદત ન લંબાવવા વિનતિ કરી હતી. તેનું પોતાનું મન પણ હવે અહીંથી ઉઠી ગયું હતું. એટલે છેવટે, કાર્યકરોની ઘણી આજીજી છતાં, નવો કરાર કરવાની તેણે ના પાડી. જો કે, છ આઠ મહિના કે વર્ષ હિન્દમાં ગાળ્યા પછી, પાછા, ડરબાન આવી આ કાર્ય ઉપાડી લેવાની સૂચના ઉપર વિચાર કરવાનું તેણે સ્વીકાર્યું.

બરાબર અઢી વર્ષ પૂરાં થતાં તેણે પોતાની જગાનો હોદ્દો, એ પદે નીમાયલા કામચલાઉ આચાર્યને સોંપી દીધો અને તરતની જ આગબોટમાં તે મુંબાઇ આવવા ઉપડી. ડરબાનવાસીઓએ, આપેલી વિદાયનો પ્રસંગ ભદ્રાના જીવનમાંથી લાંબો સમય સુધી નહિ ભુંસાય એવો હતો.

મુંબાઇ આવ્યું; લાંબેગાળે માતૃભૂમિનાં દર્શન કર્યાં; લાંબે સમયે સ્નેહી સંબંધીઓનો સંસર્ગ મળ્યો. રમેશે ભદ્રાને નીરખી નીરખીને જોઇ; ભદ્રાએ રમેશને ટીકી ટીકીને જોયો. ભૂલાં પડેલાં પથિકો જાણે ભેગાં મળ્યાં.

રમેશે થોડા દિવસની રજા લીધી અને ભદ્રા સાથે ને આખાં હિન્દનો પ્રવાસ કરી આવ્યો. 'દંપતીની હિન્દ યાત્રા' નામે તેમણે ભેગાં મળીને લખેલું પુસ્તક પ્રવાસનાં સાહિત્યમાં નવી જ દિશા ઉઘાડતું લેખાયું.

એકલવાયી જીંદગીમાં ફરી પાછી પ્રફુલ્લતા પ્રસરી. છ માસ પછી ડરબાનથી, પાછો પત્ર આવ્યો. ભદ્રાએ તે રમેશના હાથમાં મુકયો. એ પત્ર વાંચતાં જ રમેશનું મોઢું ઉતરી ગયું. તેનાથી સ્પષ્ટ શબ્દોમાં ના તો ન પડાઇ પણ, તેણે ભદ્રાની ઇચ્છા ઉપર જ એ વાત છોડી. રમેશનું ઉતરી ગએલું મોઢું જોઇને, ભદ્રાએ ના લખી લીધી. અને પછીથી ત્રણેક મહિને, રમેશની વિનતિને આધીન

થઇ ભદ્રાએ ડરબાન જવાની સદંતર ના પાડી દીધી. પતિપત્ની મોજમાં જીવન પસાર કરવા લાગ્યાં.

બન્ને એક બીજામાં એવાં મગ્ન રહેતાં કે જાણે એક બીજાંને માટે જ તેઓ જીવતાં હતાં. એક બીજાથી કોઇ અટુલું પડતું નહિ. તેઓનું જીવન તદ્દન એકમાર્ગી થઇ ગયું. પાછળના ભાગમાં તો કોઇ ખાસ મિત્ર જેવું પણ રહ્યું નહિ. બન્ને એક બીજાંને માટે હતાં; પણ તેમાં એકરૂપતા લાગતી; જીવનમાં ઉલ્લાસ માટે જોઇતી નવીનતા કે વૈવિધ્યને સ્થાને બધું એક સરખું લાગવા માંડયું. કોઇક કોઇકવાર બન્નેને એકમેકની હાજરી અરૂચિકર લાગતી છતાં તે અનિવાર્ય હતી અને એવી એકરૂપતા તેઓ નિભાવ્યે જતાં હતાં.

એવામાં એક સાંજે રમેશે આવીને ખુશખબર આપી. યુરોપમાં હિન્દ સામે થઇ રહેલાં પ્રચારકાર્યનો જવાબ વાળવા અને હિન્દી-ઓના આત્મનિર્ણયના હક્કનો દાવો રજુ કરવા માટે યુરોપના પ્રવાસે રાષ્ટ્રવાદી હિન્દીઓનું પ્રતિનિધિમંડળ જવાનું હતું. એ પ્રતિનિધિ મંડળના પ્રવાસનો કાર્યક્રમ લગભગ દશ-બાર માસનો યોજાયો હતો. પ્રતિનિધિમંડળના મંત્રી તરીકે રમેશને લઇ જવાનું નક્કી થયું હતું.

ભદ્રા ખુશ થઇ. યુરોપનો પ્રવાસ કરવાની તક મળવાથી તેને આનંદ થયો. તેણે ખુશાલી વ્યક્ત કરી: "વાહ, ઘણું જ સુંદર એક સરખાં જીવનમાં આ પ્રવાસથી કાંઇ નવો જ આનંદ મળશે."

"પણ ભદ્રા, તું એકલી અહીં રહી શકશે ને?" રમેશે અચકાતા સૂરે પૂછ્યું.

"કેમ?"

"મારે એકલાએ જ જવાનું છે."

"તમારે એકલાએ જ? હું સાથે નહિ? હં, રમેશ?"

"હા, મારે એકલાએ જ સાથે જવાનું છે. એવો ચોક્કસ કરાર છે."

"અને હું અહીં એકલી? બાર માસ જેટલો સમય એકલી? તો મને ડરબાન જવા દેવી હતી ને?" ભદ્રાને એકલતા ખૂબ સાલતી હોય એમ લાગ્યું.

રમેશને યાદ આવ્યું. તેની વિનતિને આધીન થઇને જ ભદ્રાએ ડરબાનની સુંદર જગા જવા દીધી હતી અને તેનામાં જ જીવન પરોવ્યું હતું. હવે તે ભદ્રાને એકલી મૂકીને કેમ જઇ શકે? તેણે તરતજ નિર્ણય કરી લીધો: "ભદ્રા, હું એ જગાનો ઇન્કાર કરૂં છું. તને એકલી રાખીને મારાથી ન જઇ શકાય."

ટેલીફોનથી જ રમેશે એ જગા સ્વીકારવાની ના પાડી દીધી.

ફરીથી એ એકલવાયું જીવન, એકમેકમાં જીવ પરોવી રહેતું જીવન, શરૂ થયું. પણ એ જીવન હવે કંટાળો આપતું હતું. રોજની એક સરખી વાતો; રોજનું એક સરખું વર્તન: બન્નેને સાલતું હતું. બન્નેને જીવનની રસિકતા ખૂટતી લાગી. જીવનમાં શુષ્કતા વધતી લાગી. એકધારાં જીવન પ્રત્યે બન્નેને વૈરાગ્ય આવ્યો. બન્ને જાણે આયુષ્યનાં કેટલાંય વર્ષો પસાર કરીને વૃદ્ધ થતાં હતાં.

જીવનની શુષ્કતા ઓછી કરવા બન્ને એક બીજાથી ન જણાય એવી રીતે ઉપાયો યોજતા. રમેશે ઝાઝો વખત ઓફિસમાં હવે રહેવા માંડયું. ભદ્રાએ જુદાં જુદાં સ્થળોએ ફરવામાં આનંદ મેળવવા માંડયો.

નવી મિત્રાચારી બાંધવાના ઉદ્દેશથી બન્નેએ મળીને એક ઉદ્યાન સમારંભ યોજયો. એમાં જૂની ઓળખાણ તાજી થઇ. બારમાં બાલ મન્દિર કાઢવાની ફરી સૂચના થઇ. અને જો ભદ્રા, એ મન્દિરનું સંચાલન કરવા તૈયાર હોય તો બાલ મન્દિર ચલાવવા

પૂરતાં નાણાં એકઠાં કરવાં માથે લેનારા પણ નીકળી આવ્યા. તે દિવસેજ એ યોજનાના શ્રી ગણેશ મંડાયા.

ભદ્રાને નવું કામ મળ્યું. આખો દિવસ સવારથી સાંજ સુધી, તે બાલ મન્દિરની યોજનાના કાર્યમાં રોકાઇ રહેતી. રમેશ સાથે વાત કરવાની પણ તેને ફૂરસદ મળતી નહિ. રોજને રોજ એક સરખાં જીવનથી ટેવાઇ ગએલા રમેશને પણ ઘરમાં કાંઇક નવું વાતાવરણ જણાયું. બાલ મન્દિરની સ્થાપના થઇ. ભદ્રાએ એને ખીલવવા માટે મહેનત ઉઠાવવા માંડી મોડી રાત સુધી મન્દિરને લગતાં કાર્યની વિચારણાઓ તે કરતી. તેનાં જીવનમાં નવીનતા આવી; તેનાંમાં પાછી પ્રફુલ્લતા આવી.

મોડી રાત સુધી કામ કરતી ભદ્રાને રમેશ કેટલીક વાર કહેતો,

" ભદ્રા, હવે સુઇ નથી જવું ? મધરાત તો થઇ ગઇ ! "

" તમે તમારે સુવો, હું તો આટલું પતાવીને જ સુઇશ. " ભદ્રાના એ જવાબ પછી તરતજ રમેશના નસકોરામાંથી ઘસઘસટ ઉંઘવાનો અવાજ આવતો. પણ ભદ્રાના કામમાં એથી ખલેલ પડતી નહિ.

## નથી પરણવું

"પણ મારે પરણવું જ નથી."

"એટલે ?"

"પરણવા વિષે મેં વિચાર જ કર્યો નથી. મારા અત્યારના વિચારો પ્રમાણે હું લગ્નનું બંધન સ્વીકારવા નથી ઇચ્છતી."

"એટલે એ તું શું બકે છે ?"

મા દીકરી વચ્ચે જીવનના એક અત્યંત મહત્વના પ્રશ્ન ઉપર વાતચીત ચાલતી હતી, એટલામાં ગાડીમાં જયાના પિતા સાથે કોઇ મહેમાન આવી પહોંચતાં એ વાર્તાલાપ અટક્યો અને મા દીકરી વચ્ચે તરતને માટે સખ્ત ટપાટપી થતી અટકી ગઇ.

મહેમાનની આગતાસ્વાગતા કરવામાં માતા રોકાઇ એટલે જયા ત્યાંથી રોષભર્યા મોઢે ઝડપથી ચાલી ગઇ.

મેટ્રીકની પરીક્ષા આપીને જયા હાલમાં જ પાછી ફરી હતી. હાઇસ્કુલની તે પ્રથમ વર્ગની વિદ્યાર્થીની હતી એટલે મેટ્રીકમાં ઉપલા નંબરે પસાર થવાનો તેનો આત્મવિશ્વાસ હતો. અને જો પહેલા દશ નંબરમાં તે આવે તો હાઇસ્કુલ તરફથી તેને સારી શિષ્યવૃત્તિ મળનાર હતી. તેની જ્ઞાતિમાં જ નહિ પણ ગામમાંય તે પહેલી જ છોકરી મેટ્રીક સુધીનો અભ્યાસ કરવા પામી હતી. અને એટલા માટે તે ગૌરવ લેતી હતી. પુત્રીને આટલી હદે ભણાવવાની પહેલ

કરનાર માબાપ પણ જ્ઞાતિમાં તેમજ ગામમાં પ્રશંસાને પાત્ર ઠરતા હતા.

જયાનો વિવાહ જ્ઞાતિના જ એક સરખી વયના છોકરા સાથે છેક નાનપણથી થયો હતો. પણ દશ વર્ષ સુધી એ વિવાહ ટકી રહ્યા બાદ, બન્ને કુટુંબો વચ્ચે કેટલીક વ્યાવહારિક બાબતોમાં તકરાર પડી એટલે એ વિવાહ જયાના પિતાએ તોડી નાખ્યો. એ વિવાહ તોડી નાખ્યાની ખબર જે દિવસે જયાને મળી તે દિવસે તેણે મહા આનંદ માન્યો. હાથે બાંધેલી જંજીરો કોઇકે આવીને તોડી નાખી, એવી લાગણી તેણે તે દિવસે અનુભવી. અને તે પછી જયાને વિવાહની વાતો કાને અથડાઇ નહિ. કોઇક કોઇક વાર તેના પિતા સારા મુરતીઆની શોધ કરે છે, એવી તેને ખબર મળતી. પણ છેવટનું નક્કી કરતા પહેલાં પિતા તેના વિચારો જાણવા પ્રયાસ કરશે, એમ તે માનતી હતી. તે વેળા લગ્ન વિષેના વિચારો પિતાને જણાવવા તેની ઉમેદ હતી.

જયાની એ માન્યતા ખોટી પડી. મેટ્રીક સુધી છોકરીને અભ્યાસ કરવાની તક આપનાર પિતા, છોકરીનું ભાવિ જેની સાથે જોડવાનું છે તેને વિષે પુત્રીની ઇચ્છા સરખી જાણવાની દરકાર ન કરે એ જયાના માન્યામાં આવે એમ ન હતું. પણ સાચે જ એમ બન્યું હતું. મેટ્રીકની પરીક્ષા આપીને જયા પાછી આવી, તેને બીજે જ દિવસે જયાની માતાએ તેને ખબર કરી કે તેને જોવા માટે તેના ભાવિ સસરા તે સાંજે આવવાના હતા. દીકરી ખુશ થશે એમ ધારીને માતાએ તેનાં ભાવિ સાસરિયાંની ખાનદાની અને સંગીન આર્થિક સ્થિતિનું પણ વર્ણન કર્યું. બની શકે તેટલા ભાવિ જમાઇના પણગુણ ગાન ગાયાં.

એ બધાંની જયા ઉપર કાંઇ અસર થઇ નહિ. તેણે તો ચોક્કખું જણાવી દીધું: “ પણ મારે પરણવું જ નથી તેનું શું ?”

" એટલે ? " માતાએ આશ્ચર્ય દર્શાવ્યું.

" એટલે બીજું શું ! લગ્ન કરવાનો મારો વિચાર નથી; હાલમાં તો જરાય વિચાર નથી. હજી મારે આગળ અભ્યાસ કરવો છે. " જયાએ કારણ દર્શાવ્યું.

" હવે બહુ ભણ્યા. આટલું ભણી તે કાંઇ ઓછું નથી. એ તો અમેજ તેમાં આટલે સુધી પહોંચાડી. નહિતર અંગ્રેજી એ બી સી ડી પણ ગામમાં કઇ છોકરીને આવડે છે ? "

" એ વાત સાચી. પણ મારે આથીએ વધારે અભ્યાસ કરવો છે. લગ્ન કર્યાં પછી કાંઇ અભ્યાસ થઇ શકે નહિ. એટલે મારે પરણવું જ નથી. "

" અભ્યાસ હવે બહુ કર્યો. આટલેથી હવે આગળ વધવાનું નથી. અને જો, આમ ગાંડા ન કાઢ. આવો મુરતીઓ અને આવું ઘર બીજે મળવાનું નથી. "

" એ ગમે તે હોય. મારે તો આગળ ભણવું જ છે. મેં પરણવાનો વિચાર સરખો પણ કર્યો નથી. મારા અત્યારના વિચારો પ્રમાણે તો એને લગ્ન બંધન રૂપ લાગે છે. મારે એ બંધન સ્વીકારવું નથી. "

માતાને લાગ્યું કે દીકરી હવે વધારા પડતું બોલે છે. એટલે તેણે રોષથી કહ્યું: " એ તું શું બકે છે ? તને—"

આગળ કાંઇ કહેવા જાય તે પહેલાં તો જયાના ભાવિ સસરા પુત્રવધુની પસંદગી કરવા આવી પહોંચ્યા અને એ વાર્તાલાપ ત્યાંથી જ અટક્યો. જયા ત્યાંથી રોષ કરતી, ઠણકો કરતી ચાલી ગઇ. મા દીકરીનાં મોઢાં જોતાં જ પિતાને લાગ્યું કે કાંઇક વાત વધારા પડતી થઇ ગઇ છે.

જયા સીધી જ પોતાના ઓરડામાં ચાલી ગઇ. તેને અનેક

વિચારો આવવા લાગ્યા. “ આટલે સુધી શિક્ષણ આપ્યા પછી પણ મને મારું જીવન ઘડવાની છૂટ નહિ ? મારા વિવાહ કરતાં પહેલાં, મારું જીવન કોઇ પરાયા સાથે જીંદગીભરને માટે જોડતાં પહેલાં, મને પૂછવાનું પણ નહિ ? જો આમ કરવું હતું તો મને આટલે સુધી ભણાવી શા માટે ? મને વિચાર કરતી શા માટે કરી ? મને મારા આત્માંનો વિકાસ કરવાનાં સ્વપ્નાં સેવતી શા માટે બનાવી ? ગામની કે જ્ઞાતિની બીજી બધી છોકરીઓની જેમ અભણ રાખી, નાનપણથી જ કોઇની સાથે લાકડે માકડું વળગાડી દીધું હોત તો સેંકડો સ્ત્રીઓ ઘર સંસારની ધુંસરી ચલાવે છે તેમ હું પણ ચલાવી રહી હોત. ”

એ વિચારો સાથે તેને એ જીવનની કલ્પના આવી. કેટલીય સ્ત્રીઓ સમાજમાં પીસાયા કરે છે તેનું ચિત્ર તેની આંખ આગળ ખડું થયું. નાનપણથી જ બે બે ચાર ચાર બાળકોની માતા બનેલી નિસ્તેજ સ્ત્રીઓનાં મુખ તેની દૃષ્ટિ આગળ કરમાયલાં ફૂલ જેવાં દેખાવા લાગ્યા. અને પોતે પણ એમાંની જ કોઇ હોત તો ? એ કલ્પના કરતાં તો તેની રુંઆટી ખડી થઇ ગઇ; તેનો દેહ કમકમી ઉઠયો. એ કલ્પના જાણે તેને અંદરથી કોરી ખાતી લાગી.

ત્યાં ને ત્યાં જ તે બેસી રહી. રોજ ઘરકામમાં માતાને તે મદદ કરતી પણ આજે એવી કોઇ મદદ કરવા જવાનું તેને મન જ થતું નહતું. ઓરડો છોડીને બહાર નીકળવાનું તેને ગમતું ન હતું. તેની ઓરડી બહારની દુનીઆ તેને ખાવા ધાતી હોય એમ લાગતું હતું. માતાએ જમવાની વખતે એક બે બૂમ મારતાં તેનાથી બેસી ન રહેવાયું. એ બૂમ કાન સોંસરવી પેંસતાં જ તેના શરીરમાં એક ધ્રુજારી આવી. “ જી ” એટલા ટુંકા જવાબમાં પણ એ ધ્રુજારીનો પડઘો પડયો.

જમતી વેળા, પીરસવાનું કાર્ય જયાએ કરવાનું હતું. એ કાર્ય તેને સોંપવાનો હેતુ ન સમજે એટલી જયા બોથડ ન હતી. પણ એ અણગમતું કાર્ય કર્યા વિના તેનો છૂટકો ન હતો. પિતા સાથે જમવા બેઠેલા મહેમાને જયાને નિરખી નિરખીને જોઇ. તેમનાં મોંઢા ઉપરના સંતોષનાં ચિહ્નો જોઇને જયા બળતી હતી. જયાના પિતા અને માતા એ સંતોષની રેખા સાથે આનંદ પામતા હતા.

રાત્રે વાત ચોક્કસ થઇ. જ્ઞાતિમાં સૌથી વધુ પૈસાપાત્ર ગણાતા શેઠ વનમાળીદાસે પુત્રવધુ તરીકે જયાને પસંદ કરી હતી. જયાના માતાપિતાને પોતાના ભાવિ જમાઇને નિરખવાની જરૂર ન હોતી લાગી. અને એવી બાબતમાં નાદાન જયા સમજે શું ? એટલે તે રાત્રે જ, સગપણ નક્કી કરીને શેઠ વનમાળીદાસ પાછા ઉપડી ગયા. સાથે સાથે જેમ બને તેમ જલદી લગ્ન કરવાની તૈયારી કરવા આગ્રહ કરતા ગયા.

વનમાળીદાસ શેઠના ગયા પછી, જયાની માતાએ, દીકરી સાથે થએલા વાર્તાલાપની બીના જણાવી.

" એ તો નાદાન છે " એમ જણાવીને તે વખતે પિતાએ વાત ઉડાવી દીધી. બીજે દિવસથી લગ્નની તૈયારી શરૂ થઇ ગઈ.

જયાને હવે ચિંતા થવા લાગી. તેની ઇચ્છા વિના જ તેને પરણાવી દેશે અને તે પણ, જેને પોતે જોયો નથી, એવા કોઇક સાથે એમ તેને લાગ્યું. આમાંથી કોઇ રીતે બચી શકાય એમ છે કે નહિ તેનો તે વિચાર કરવા લાગી. ઘણા ઘણા વિચાર પછી એક વાર તેને પિતા સાથે વાત કરવાની ઇચ્છા થઇ આવી. પણ, કોણ જાણે કેમ, આ વિષે વાત કરવા માટે પિતા પાસે જવાને તેની હિંમત ચાલતી ન હતી.

મોંઢેથી પિતા સાથે વાતચીત થઇ શકશે નહિ, એમ લાગ્યું

એટલે તેણે પિતાને નામે ચીઠ્ઠી લખી અને તેમના ટેબલ ઉપર મૂકી રાખી.

સાંજે બહારથી આવતાં જ, એ ચીઠ્ઠી તરફ મોહનલાલની નજર પડી. પરિચિત અક્ષરો જણાયા છતાં, એ જયાના અક્ષરો છે એમ તરત તેમને લાગ્યું નહિ. કોટ ઉતારીને તેમણે ચીઠ્ઠી વાંચવાની શરૂઆત કરી. અને એ ચીઠ્ઠીમાંનું વાક્યે વાક્ય વાંચતાં જ તેમના મુખ ઉપરના ભાવ બદલાવા માંડ્યા. ચિઠ્ઠી પૂરી થતાં તો તેમની આંખમાંથી જાણે આગના તણખા ખરતા હોય એમ લાગ્યું.

"હું," એટલા રોષભર્યો હુંકાર સાથે તેમણે જોરથી ટેબલ ઉપર ચીઠ્ઠી પટકી.

ટેબલ પાસેની આરામ ખુરસીમાં પડીને તેમણે વિચાર કરવા માંડ્યો. થોડી વાર એ ને એ સ્થિતિમાં રહ્યા પછી, તેમણે જોરથી બૂમ મારી; "જયા!"

જયા ચોંકી પડી. સાંજે ચીઠ્ઠી વંચાતાં જ આવું કાંઈક થશે એમ તેણે ધાર્યું હતું. પરંતુ આ અવાજમાં ધારવા કરતાં જયાને વધારે સખ્તાઈ લાગી. જયાની માતા પણ આ બૂમથી ચોંકી પડી અને જયાની સાથે જ તે પણ મોહનલાલ આગળ આવીને ઉભી રહી.

બારણા આગળ લપાઈને જયા ઉભી રહી. હમેશાં પિતા સાથે વિના સંકોચે વાત કરતી જયાને આજે પિતા આગળ ઉભાં રહેતાં જાણે કોઈ અપરિચિત વ્યક્તિ આગળ ઉભી રહી હોય એમ લાગ્યું. વારા ફરતી ગમે તેની સાથે અચકાયા વિના વાત કરી શકતી જયાનું મોઢું પિતા આગળ સિવાઈ ગયું.

થોડી વાર ઓરડામાં મૌન છવાઈ રહ્યું. ન જયા કાંઈ બોલી; તેમ જયાના પિતા પણ કાંઈ ન બોલ્યા. જયાની માતા તો શું

થશે એની ચિંતા કરતી હોય એવી રીતે બન્નેનાં મોઢાં તરફ જોઈ રહી.

"જયા ! આ ચિઠ્ઠી તેં લખી છે ?" મોહનલાલે શાન્તિનો ભંગ કર્યો.

મૌનમાં જ 'હા' એવો ઉત્તર આપી દેતી હોય તેમ જયા મૌન સેવી રહી.

"કેમ બોલતી નથી ? મોઢું કેમ સિવાઈ ગયું ?" ચીઠ્ઠીમાંની વિગતોએ ઉપજાવેલો ક્રોધ હવે મોહનલાલની વાણીમાં ઉતરતો લાગ્યો.

"હા, મેં જ લખી છે." જયાએ પણ હવે હિંમતલાવી મૌનનો ભંગ કર્યો.

"એમાં તેં શું લખ્યું છે એનું તને કાંઈ ભાન છે ખરૂં? તું ભણી તેના આ સંસ્કાર ?"

"હું ભણી એના જ એ સંસ્કાર છે. અભણ રાખી હોત તો તમે જેમ દોરત તેમ દોરવાત; પણ ભણાવીને તમે મને જાતે સ્વતંત્ર વિચાર કરતાં શિખવ્યું છે. એ શિક્ષણ વર્તનમાં ઉતારવાની તમારે મને તક આપવી જોઈએ."

"વાહ, નાને મોઢે મોટી વાત શી કરે છે ! ભણ્યાં તો બહુ સારૂં ! સામું બોલતાં બહુ આવડે છે !" પૂછેલી બાબતનો સાચો ઉત્તર આપવામાં પણ સામું બોલાય છે એમ દર્સાવતાં વડિલોને વાર લાગતી નથી !

"પિતાજી, હું તમને ઉદ્ધત લાગીશ. પણ, હવેનો પ્રસંગ મારા આખાં જીવનને લગતો છે એટલે એ વિષે મારે મારા વિચાર દર્શાવવા જોઈએ એમ લાગ્યાથી જ હું આટલી સ્પષ્ટ વાત કરૂં છું. મેં મારા વિચારો ચીઠ્ઠીમાં લખ્યા છે. મને એ પ્રમાણે વર્તવા દો એટલે બસ !'

“ હા, એ વાત સારી છે. અમે તારાં ભલામાં થોડું જ સમજીએ ! શીં ડાહી ડમરી વાતો કરે છે ? અત્યાર સુધી ભણાવી ગણાવી છૂટ આપી એટલે છેકજ માથે ચઢી બેસવાનું ! એ બધી વિચાર ક્રિયારની વાત મારે નહિ જોઇએ. મેં તારો વિવાહ નક્કી કરી દીધો છે. મારાથી આપેલાં વચનનો ભંગ નહિ થાય. ” મકકમ નિર્ણય દર્શાવતા હોય એવા રૂપમાં મોહનલાલે કહ્યું.

“ પણ મારે પરણવું જ નથી તેનું શું ? ”

“ પરણવું જ નથી ? ત્યારે શું કરવું છે ? ”

“ મારે આગળ અભ્યાસ કરવો છે. ”

“ આગળ અભ્યાસ કરાવવાની મારી સ્થિતિ નથી; તેમ હું એમ કરવા ઇચ્છતો પણ નથી. ”

“ પણ એ વધુ અભ્યાસ માટે તમારે જરા પણ તકલીફમાં ઉતરવું પડે એમ નથી. એની વ્યવસ્થા મારી હાઇસ્કૂલનાં પ્રિન્સીપાલ દ્વારા થઇ જવાની ખાત્રી મળેલી છે. ”

“ એમ કે ? ત્યારે તો બધું વગર પૂછે નક્કી કરી આવી લાગે છે. હું એ કાંઇ નહિ સમજું. આટલું ભણાવી એટલામાં તું આટલી હદે જાય છે તો પછી તું શું નહિ કરે ! ”

“ પિતાજી, બેઅદબી માફ કરજો. પણ મારા વર્તનમાં એવું શું દીઠું કે આપ ભણતરની વગોવણી કરો છો ? ”

“ બેસ બેસ, ચિબાવલી; નથી બોલતો ત્યાં સુધી ગમે તેમ સામું બોલે છે ? મારી આગળ એ બધું હવે નહિ ચાલે. મેં બધી ગોઠવણ કરી છે તે પ્રમાણે કરવું જ પડશે. ” મોહનલાલ છેવટે વધારે ક્રોધે ભરાયા અને તેમણે છેવટનો નિર્ણય જણાવી દીધો.

“ હું હરગીઝ પરણવાની નથી ! ” એટલા શબ્દો ધીમેથી, પણ મકકતાથી બોલી જયા ત્યાંથી ચાલી ગઇ.

"નહિ પરણવું હોય તો મારા ઘરમાં એનું કામ નથી." પસાર થતી જયાના કાનમાં પિતાના આ શબ્દો સચોટ પડયા.

જયાને એ શબ્દો સાચા લાગ્યા. અપરિણિત રહેવાના વિચારમાં જો તેણે મક્કમ રહેવું હોય તો તેને માટે એ ઘરમાં સ્થાન ન હતું. તેને માટે પિતાના ઘરનો ત્યાગ કરવાનો એકજ ઉપાય હતો. એ ઘરનો ત્યાગ કરવાના વિચાર સાથે તેની સમક્ષ ઘણા પ્રશ્નો ઉપસ્થિત થતા હતા. પિતાનો આશ્રય છોડીને જવું કયાં ? આ પહેલો પ્રશ્ન હતો અને એ પ્રશ્ન કાંઇ સાવ સહેલો ન હતો. તેને મુંઝવણ થવા માંડી. સ્ત્રીની અસહાય દશાનો તેને અત્યારે જ ખ્યાલ આવ્યો. તેની આંખો સહેજ ભીની થઇ. છતાં હિંમત લાવીને તેણે આંસુને આંખમાં જ ખાળી રાખ્યાં.

પિતા સહેલાઇથી તેને ઘરનો ત્યાગ કરવા દે એમ થોડું જ હતું ? તેના ઉપર જાપતો રહેવા માંડયો. જયાની દરેક પ્રવૃત્તિ તરફ બારીક નજર રખાવા માંડી. જયા ઘરબહાર ભાગ્યે જ જતી પણ હવે તે ઘરની બહાર સહેજ પણ નીકળવા પામતી નહિ. કદિ નીકળતી તો તેની પ્રવૃતિ પર દેખરેખ રાખતો ચોકી પહેરો રહેતો. મૂળથીજ તેને ઘરેણાંનો શોખ ન હતો. પણ હવે તો તેનાં અંગ ઉપરનાં આછાં પાતળાં ઘરેણાં પણ કાઢી લેવાયાં. આમ તેને પૂરેપૂરી અસહાય બનાવી દીધી. ભાગી જવું હોય તો પણ તેની પાસે નજીકમાં નજીકનાં સ્ટેશનની ટીકીટ કઢાવવા જેટલા પૈસા ન હતા.

થોડી ઘણી સખ્તાઇથી પુત્રી ઠેકાણે આવી જશે એવી માતા પિતાની માન્યતા હતી પણ એ માન્યતા ખોટી પડી. પરિણામે સખ્તાઇ વધી. હવે જયાની ઓરડી પણ બહારથી બંધ રખાતી એટલે આખો દિવસ જયાને તેનીજ ઓરડીમાં ગોંધાઇ રહેવું પડતું. જયાને ઠેકાણે લાવવા માટે જુદા જુદા ઉપાયો યોજાતા; તે સાં-

લગ્ન માટેની તૈયાર પણ ધામ ધૂમથી થવા માંડી. લગ્નને હવે ૭ સાત દિવસની જ વાર હતી. જેમ જેમ લગ્ન માટે નક્કી કરેલો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ જયાની ચિંતામાં વધારો થતો ગયો. તે કોઇક વાર હતાશ થઇ જતી છતાં તે હિંમત હારી ન હતી. તે ભાગી જવાનો માર્ગ શોધવા લાગી. મુંબાઇ જવા જેટલું ગાડીભાડું પણ તેની પાસે ન હતું. આ બધો વિચાર કરતાં તે કાંઇક મુંઝાઇ ગઇ. એ મુંઝવણમાંથી કાંઇક આનંદ મેળવવા માટે તેણે પોતાનું પ્રિય પુસ્તક ઉથલાવવા માંડયું. પાનાં ઉથલાવતાં તેમાંથી એક કવર મળી આવ્યું. એ કવરમાં રૂા. દશની એક નોટ જોતાં જ તે આનંદથી મલ-કાઇ ઉઠી. અવાર નવાર ચોપડીમાં પૈસા રાખી મૂકવાની તેની ટેવ અત્યારે મદદગાર બની !

મોટી મુશ્કેલી દૂર થઇ પણ હવે ભાગવું કેવી રીતે ? એ પ્રશ્ન મુંઝવતો હતો. ઘણા ઘણા વિચાર પછી, તેની નજર ઓરડાના પાછલા ભાગની બારી તરફ ગઇ. એ બારીને સળીયા ન હતા. તે મલકાઇ; એમાંથી જરા સાવચેતીથી વાડાના ભાગમાં કૂદી શકાય એમ હતું. તેણે બરાબર માપ કાઢી લીધું. ખાટલા ઉપર સ્ટુલ ગોઠવતાં બારીએ સહેલાઇથી પહોંચી શકાય એમ હતું. અને બારી-માંથી વાડામાં કૂદી પડવા માટે, બે લુગડાં ભેગાં કરી તેણે તેનું દોરડું વણી લીધું.

લગ્નને પાંચ જ દિવસની વાર હતી. એટલે હવે જલદીથી ભાગવું જોઇએ એમ તેને લાગ્યું. રાત્રે તેણે તૈયાર રાખેલાં સાધનોનો ઉપયોગ કર્યો. બે લુગડાં, બે કબજા, અને એકાદ ચોપડી સિવાય બીજી કાંઇ પણ વસ્તુ પાસે રાખ્યા વિના તે નક્કી કરેલા માર્ગેથી વાડામાં ઉતરી પડી અને ત્યાંથી ઝડપભેર સ્ટેશને પહોંચી ગઇ.

ગાડીનો સમય થઇ ગયો હતો. એટલે બોમ્બે સેન્ટ્રલની ટીકીટ કઢાવી તે ગાડીમાં ચઢી બેઠી.

ગાડી ઉપડી અને તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. એક સિદ્ધાંતને ખાતર તે પોતાના માતાપિતાનો, કુંટુંબીઓનો અને ગામનો ત્યાગ કરી રહી હતી, એનો વિચાર આવતાં તેની આંખોએ આંસુ સારી દીધાં. પણ થોડી જ વારે હવે શું કરવું એની વિચારણામાં તેનું મન પરોવાયું એટલે એ વાત વિસારે પડી.

બોમ્બે સેન્ટ્રલ સ્ટેશને ઉતરી તે સીધી જ વિક્ટોરીયા કરી ની હાઇસ્કુલની પ્રિન્સિપાલને ઘરે ગઇ. હાઇસ્કુલમાં તે મેટ્રીક વર્ગની પહેલા વર્ગની વિદ્યાર્થીની હતી અને અસાધારણ બુદ્ધિમતી હતી એટલે તેના તરફ પ્રિન્સિપાલને માન હતું તેમ વાત્સલ્ય પણ હતું એટલે પ્રિન્સિપાલને ત્યાં તે વખતોવખત જતી પણ ખરી.

સવારમાં તેને આવેલી જોતાં પ્રિન્સિપાલ પણ આશ્ચર્ય પામી. અને તે કાંઇ પણ સવાલ પૂછે તે પહેલાં તો જયા તેમને બાઝી પડી અને રડી પડી. કાંઇક અસાધારણ બન્યું હશે એવી કલ્પના તરતજ પ્રિન્સિપાલને આવી. જયાને આશ્વાસન આપી તેમણે શાન્ત પાડી. અને પછીથી તેને મોઢેથી બધી વાત સાંભળી. જયાની હિંમત માટે તેમને માન ઉપજ્યું. બની શકતી દરેક રીતે મદદ કરવાની જયાને ખાત્રી મળી. જયા તેમને ત્યાં જ રહી.

બીજી સવારે આઠ વાગ્યા, નવ વાગ્યા તો પણ જયાનાં બારણાં ન ઉઘડયાં એટલે ચિન્તા થવા લાગી. સુથારને બોલાવી બારણાં ઉતરાવ્યાં ત્યારે જ ખબર પડી કે જયા ત્યાંથી ભાગી ગઇ છે. માતાએ રડવા માંડયું. પિતાએ રોપની જ્વાળા વેરવા માંડી અને ગામ આખું ભણતરને વગોવવા મંડયું. જયાની શોધ ખોળ ચાલી. કોઇએ કાંઇ તો કોઇએ કાંઇ અટકળો કરવા માંડી, મોહનલાલના

વિરોધી એવા કેટલાકોએ તો જયા કોઇની સાથે ભાગી ગઇ હોવાની અફવા પણ ઉડાવવા માંડી.

ઘણી ઘણી તપાસ છતાં જયાનો કાંઇ ચોકકસ પત્તો લાગ્યો નહિ. મુંબાઇમાં તેમજ બીજે પણ તેની શોધ કરી તે નિષ્ફળ ગઇ.

લગ્નનો દિવસ આવી પહોંચ્યો; જાન નીકળી ચૂકી પણ પરણનાર કન્યાનો કાંઇ પત્તો ન હતો.

પણ તે દિવસના છાપાંમાં એક ચોંકાવનારા ખબર હતા. મુંબાઇના વડા ઇલાકા મેજીસ્ટ્રેટની કોર્ટમાં એક પુખ્ત વયની ગુજરાતી કુમારિકાનું સ્ટેટમેન્ટ નોંધવામાં આવ્યું હતું. એમાં એ કુમારિકાએ જણાવ્યું હતું: “ મારી મરજી વિરુદ્ધ મારા માબાપે મારાં લગ્ન કરવાની યોજના કરેલી હોવાથી, અને તેઓના આશ્રયમાં રહું તો મારે એ લગ્ન કરવાં પડે એમ હોવાથી, મેં રાજીખુશીથી તેઓનો આશ્રય છોડી દીધો છે. ”

એ સ્ટેટમેન્ટની નીચે ‘ કુમારી જયા મોહનલાલ ’ એવી સહી હતી.

સ્વ. કવિ બોટાદકર રચિત

# સુંદર કાવ્યસંગ્રહો

**નવીન, સુંદર, આકર્ષક, આવૃત્તિ**

| | | | |
|---|---|---|---|
| ૧. | કલ્લોલિની : | મૂલ્ય : | ૦-૧૨-૦ |
| | | પોસ્ટેજ : | ૦- ૨-૦ |
| ૨. | નિર્ઝરિણી : | મૂલ્ય : | ૦-૧૨-૦ |
| | | પોસ્ટેજ : | ૦- ૨-૦ |
| ૩. | સ્રોતસ્વિની : | મૂલ્ય : | ૦-૧૨-૦ |
| | | પોસ્ટેજ : | ૦- ૨-૦ |
| ૪. | શૈવલિની : | મૂલ્ય : | ૧- ૦-૦ |
| | | પોસ્ટેજ : | ૦- ૨-૬ |
| ૫. | રાસતરંગિણી : | મૂલ્ય : | ૦-૧૦-૦ |
| | | પોસ્ટેજ : | ૦- ૧-૩ |

...પાંચે પુસ્તકો સામટા લેનારને રૂ. ૪-૦-૦માં ઘેર બેઠાં મળશે...

મળવાનાં ઠેકાણાં :

વ્યવસ્થાપક "ગુણસુન્દરી", મુંબાઈ, ૪,

મહિલા વિદ્યાલય, ભાવનગર,

અને જાણીતા બુકસેલરો પાસેથી

